## —: અનુક્રમ :—

## —: અનુક્રમ :—

# નિવેદન

ત્રણ વર્ષથી બંધ પડેલું આ સંપાદન પ્રકટ કરતા આનંદ થાય છે; ૫૭, ૫૮ અને '૫૯ના ગાળાને આ સંપાદનમાં આવરી લેવાયો છે અને આમ ૧૯૫૬થી બંધ પડેલી પ્રવૃત્તિ સાથેનું અનુસંધાન જાળવી શકાયું છે.

એકી સાથે ત્રણ વર્ષના ગાળાને આવરી લેવાનું કામ વિકટ હતું અને આમ કરતા અમારા સંપાદનમાં ઉણપો રહી ગઈ હોવાનો પૂરતો સંભવ છે; પરંતુ કવિમિત્રોએ આપેલા સહકારને કારણે અમારું કાર્ય ઘણી રીતે સરળ બન્યું છે. આ માટે અમે તેઓના ઋણી છીએ.

કેટલાંક કાવ્યોને અંતે સામયિકોના નામ અપાયા રહી ગયા છે-એ શરતચૂક છે. આ બધાં જ કાવ્યો સંપાદન જે ત્રણ વર્ષોને આવરી લે છે એ ત્રણ વર્ષોમાં પ્રકટ થયાં છે.

ત્રણ વર્ષોના સામયિકોની ફાઇલો મેળવવામાં શ્રી રસિક ઝવેરીએ આપેલી સહાય અમૂલ્ય છે; આ ઉપરાંત 'ચિત્રપટ' પ્રીન્ટરીના શ્રી. ચન્દ્રકાન્ત શાહ તથા શ્રી રતિલાલ શાહે મુદ્રણ વિષયક તમામ જવાબદારીઓ સંભાળી અમારો બોજો હળવો કર્યો છે, તે બદલ અમે તેઓના આભારી છીએ.

વિજ્ઞાપન આપનારાઓએ આ પ્રવૃતિ પ્રત્યે કેવળ શુભેચ્છાની લાગણીથી જે સહકાર આપ્યો છે, તે કેમ ભૂલાય!

તા. ૨૫-૨-૬૧

—સુરેશ દલાલ
—હરીન્દ્ર દવે

# મહત્ત્વની શુદ્ધિઓ

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૬ | ૧૬ | કાળી | કળી |
| ૪૧ | ૬ | કેર | ક્રૂર |
| ૪૩ | ૭ | ઘણું | ગણું |
| ૪૬ | ૭ | અપતા | અર્પતા |
| ૬૩ | ૧ | અતીને | અતીતે |
| ૭૨ | ૫ | રહે | હે |
| ૭૩ | ૫ | અડોવડ | અડોઅડ |
| ૭૯ | ૧૭ | લહાર | લહર |
| ૮૫ | ૨૦ | ખૂછે | પૂછે |
| ૯૪ | ૧૭ | પ્રજારામ | પ્રજારામ રાવળ |
| ૧૦૩ | ૩ | અ | આ |
| ૧૦૫ | ૧ | પંડયા | લક્ષ્મીનારાયણ પંડયા |
| ૧૧૦ | ૧૬ | આણુ | આણીમેર |
| ૧૧૧ | ૮ | રાતે | વાતે |
| ૧૩૭ | ૧૮ | ગીતા પારેખ | ગીતા પરીખ |
| ૧૫૮ | ૮ | માત્ર | ગાત્ર |
| ૧૫૯ | ૯ | આફિસ | ઑફિસ |
| ૧૬૨ | ૫ | | તો |

સુન્દરમ્

## પ્રભુ દેજો.

પ્રભુ, મારી અંધારી રાત્યુંને દેજો તારલાજી,
 મારી અંજવાળી રાતડીને ચાંદ,
 કે ઊજળા દિનોને દેજો ભાણજી–પ્રભુ મારી૦

પ્રભુ, મારી ફોરમને દેજો એનાં ફૂલડાંજી,
 મારા વગડાને દેજો એના ઝાડ,
 કે ધરતીને દેજો એનાં આભજી– પ્રભુ મારી૦

પ્રભુ મારી ચણને દેજો રે ચણનારજી,
 મારા પાણીડાંને દેજો એનાં તીર,
 કે ગમદરને દેજો એનાં લોઢજી–પ્રભુ મારી૦

પ્રભુ, મારા આંગણાને દેજો એના બાળુડાંજી,
 મારા ગોંદરાને દેજો રે તળાવ,
 કે ગાયોને દેજો એનાં દૂધજી–પ્રભુ મારી૦

પ્રભુ, મારાં મનડાંને દેજો એનાં માનવીજી,
 મારા દિલડાને દેજો એનું દિલ,
 કે આતમાને દેજો એના રામજી–પ્રભુ મારી૦

[ફેબ્રુઆરી–'૫૭]

## ઝરે છે

ઝરે છે વ્યોમેથી–
 સતત વરષા કોઈ રમની,
ઘડી ટીપે ટીપે, ઘડિક અહ ધોધે ધમમને;
ઘડી આછા આછા ધુમસ સમ વ્યાપે સ્થળ સ્થળે
ઘડી વા આલિંગે સઘન ઘન શી ગાઢ તનને.

અહો એ વર્ષાથી–

કઠણુ ગિરિ થાતાય કુમળા,
નભો એના સ્પર્શે પુલકી ઉઠતાં કો નવ તૃણે,
સુતાં અંગો જાગે, જડ ચરણમાં પાંખ પ્રગટે,
હટે હા અંધારા, કુસુમ દ્યુતિનું પૂર્વ ઝળકે.

ખરે આ સર્જાયું જગત નવ જન્માર્થે તલસે,
પુરાણા પોથાંની કથની અબ ના જીવન ઝરે,
ધરાને ભીંજંતી દ્યુતિ અવર સૃષ્ટિની અધુના
રચે છે પૃથ્વીના કણ કણ વિષે ભવ્ય રચના.

અને જુનું જુનું જગત નિજનાં જીર્ણ વસનો
ઉતારી કો જામો સુરભિત ધરે ઇન્દ્રધનુનો.

[સંસ્કૃતિ '૫૯]

## નૈં નૈં નૈં

દેખાતું નૈં તેથી નૈં,
એ વાત ના રૈ, ના રૈ, મારા ભૈ !
દેખાતું નૈં તેથી૦

દેખી દેખીને તું દેખે શું કેટલું,
દેખ્યું તે સમજે શું કૈં ?
મરકટના હાથમાં મોતીડું આલ્ય એને,
કિંમત ના એની જૈં. દેખાતું નૈં તેથી૦

રણની રેતીએ નથી દરિયો દીઠેલ, નથી
દીઠો સૂરજ કદી ઘૂડ,
દરિયો સુરજ તેથી સપ્પાં ગણે તેને
ગણવા તે ઘૂડ ગળાબૂડ. દેખાતું નૈં તેથી૦

સૂરજ તપે ત્યારે તારા ભુંસાય અને
તારા તગે ત્યાં નહિ સૂર,
સમજું તે સાચું ને બાકી બધું કાચું,
એ તો પીધેલની વાત ચકચૂર. દેખાતું નૈં તેથી૦

આંજણ પ્હેલાંની અને આંજણ પછીની આંખ,
દેખ્યા દેખ્યામાં બહુ ફેર,
આંજણ મારૂં જો તને ખપતું અજાણ્યા જણ,
તારાં ઉતારૂં સહુ ઝેર. દેખાતું નૈં તેથી૦

પ્રસ્થાન '૫૯]

## પ્યાર કરૂં

અબ તો કિસસે પ્યાર કરૂં,
કિસસે બોલું, કિસસે રૂઠું કિસકો આકુલ દિશ દિશ ઢુંઢું?
કિસસે પ્યાર કરૂં,

ભરેભરે સાવનકે બાદલ જૈસે તુમ વૈસે વે શ્યામલ,
ચ કા ચૌંધ બિજલી ઝિલમિલ ઝિલ, મૈં કિસસે કહાં છૂપું?
કિસસે પ્યાર કરૂં.

જૈસે તુમ બરસો, વે બરસત રોમ રોમ તવ પાવક પરસત,
છનક છનક મેરો મનવો નરતત, મૈં કિસસે રાર કરૂં?
કિસસે પ્યાર કરૂં.

મૈં બનબનકી બની પપીહા રટત રટત તુમ દેખ્યો મેહા;
અબ રાત નહીં અબ મહા સબેરા, મૈં નયનન નીર ભરૂં
કિસસે પ્યાર કરૂં.

[ મુંબઈ સમાચાર–'૫૯ ]

## ક્યાં જાશે ?

ચલત ચલત મન કયા જાશે ?
કવણુ દેશ, કઇ દિશા, કહે કયાં તિમિરે, કયા ઉજાગે ? ચલત.

જગ અનંતના પથ અનેક ને પંથ પથની કૈં કેડી,
જન જનના મારગ જુદા ને મન મનની જુની મેડી. ચલત.

તાર તારના તાણા વાણા, પટ વણિયો રંગ્યો નવરંગ,
ભાતભાતના જામા સરજ્યા, નવલખ ઊડતા આભ પતંગ ચલત.

નવલખ તારક આભ ઉગે પણ એકજ ધ્રુવની અવિચળ આખ,
તું ભમતાં ભવસાગરમાં જ્યાં પંથ નથી ત્યાં લઇ લે પાંખ. ચલત.

આવ, પવનની પાંખ સજી લે, વ્યોમ શિખરનું માંડ નિશાન,
સૌ રાગોનો રાગ સરજતું છે સૂણવું એકલનું ગાન ચલત.

ત્યાં એકલ, નહિ દૂજો કોઇ, તું–હું ની નહિ કોઇ કરાળ,
ત્યાં સોનાની પાંખ સજેલા વિચરે ઉજ્જવળ બ્રહ્મ મરાળ. ચલત.

[દક્ષિણા–]

ઉમાશંકર જોશી

## ક્યાં છે કવિતા ?

['કવિતા ૧૯૫૬'માં પ્રગટ થયેલ 'છિન્નભિન્ન છું' એ ચાર કૃતિઓના ગુચ્છમાંની પહેલી કૃતિ હતી, તો આ 'શોધ' છે બીજી. પહેલીનો વિષય છે એક કેન્દ્ર વ્યક્તિત્વ, આ બીજીનો વિષય છે અભિવ્યક્તિ.]

પુષ્પો સાથે વાત કરવાનો સમય રહ્યો નહિ.
પુષ્પો, પૃથ્વીના ભીતરની સ્વર્ગિલી ગર્વિલી ઉત્કંઠા;
તેજના ટાપુઓ; સંસ્થાનો માનવીઅરમાનનાં;
પુષ્પો, મારી કવિતાના તાજા-બના-જ શબ્દો.

ગર્ભમાં રહેલા બાળકની બીડેલી આંખો
માતાના ચ્હેરામાં ટમકે,
મારા અસ્તિત્વમાં એમ કાવ્ય ચમકતું તમે
જોયું છે ?

કવિતા, આત્માની માતૃભાષા.
મૌનનો દેહ મૂર્ત, આસવ અસ્તિત્વનો,
સ્વપ્નની ચિર છવિ. ક્યાં છે કવિતા ?

જોઉં છું હું, દુર્ગમ છે, દુર્લભ છે
પૃથ્વીના સૌ પદાર્થોમાં એ પદાર્થ.
ક્યારેક તો શબ્દમાં જ સરસ્વતી લુપ્ત થતી.
ક્યારેક ઠોલવાયેલા હૈયાની વાસ અકળાવી રહે,
ક્યારેક વળી અર્ધદગ્ધ ખયાલોનો ધૂંવા ગૂંગળાવી
મારે જ છે દુર્લાપ કવિતાપદાર્થ.

ઘરની સામેનો પેલો છોડ વધી વૃક્ષ થયો.
ટીકીને જોયાં કર્યો છે મેં વારંવાર એને.
એને જાંબુ આવ્યાં, ને મને આંસુ,
વધ્યો ને ફળ્યો એ, હું વધ્યો ફાંસુ

ખાઉં છું, પીઉં છું, ખેલું છું, કૂદું છું,
ખોળો ધરતી માતાનો ખોળો આ ખૂંદું છું.
ક્યાં છે કવિતા ?

પ્રભુએ મને પકડયો 'તો એકવાર.
સંધ્યાના તડકાથી એ વૃક્ષનાં થડ રંગતો'તો,
ત્યા હુંયે મારી આંખ વડે ચડાવતો ઓપ હતો.
બીજી વાર, ગાડીમાં હું જતો હતો, એકલો જ
અડધિયા ડબ્બાગાં, ત્યાં નમતા પહોરના
નવું નવું યુગલ કો પ્રવેશ્યું. પ્રભુએ તાજાં
નવવધૂના સ્હેંગમાં ગુલો છલકાવ્યાં હતાં.
ખસી ગયો બીજે ત્યાંથી હું, એ ગુલાબી છોળોમાં
શરમના શેરડાની છાયા આછી ઉઠાવીને.

પ્રભુને સૌ આવું બધું પસંદ બહુ હોય એવું
લાગે પણ છે પ તે.

શાકડ માટે નહીં તો દુનિયાની ભારે મોટી
કામગીરી હોય એમ, જાણે એ વિના બધું
અટકી પડવાનું ન હોય એમ, વારે વારે
સતાવે છે કંઇક ને કૈંક આવામાં મને એ?

રસ્તે ચાલ્યો જતો હોઉં અને કોઈ દૂર દૂર
સહસ્ર જોજન થકી આવેલા પંખીની સાથે
મુલાકાત ગોઠવી બેસે છે મારી, પૂછ્યા વિના
મને, કોઈ વાડ પાવે. લક્ષાવધિ
પ્રકાશવર્ષોથી વ્યોમે ટમટમતા તારા પાસે
આંખ મિચકારાવે છે એ આ હું જે
'અન–રોમાન્ટિક' તેની સામે
શેરીમાંના પેલા બાલુડિયાને મારી સામે
ખિલખિલ હસાવી દે છે, અયુત વર્ષોને અંતે
પ્રગટેલા માનવની આજ લગીની આખીય
યાત્રાની–ભાવી આકાંક્ષાની પતાકા લહેરાવી
દે છે એ નાજુક કલહાસ્યમાં વિજયભેર.

રે રે શિશુઓનું કલહાસ્ય માણવાનો સમય રહ્યો નહિ.
શિશુઓનું હાસ્ય, મારી કવિતાનો શુભ્ર છંદ

શબ્દ છે! છે છંદ પણ! ક્યાં છે તો કવિતા?

શિખરો પર ઊર્ધ્વબાહુ આરડે મહાનુભાવો,
શતાબ્દીથી શતાબ્દી પ્હોંચતો બુલંદ સ્વર,
ઊતરે ના અંતરમાં, ઝમે ના જરી ય ચિત્તે.
ખીણો ભરી ગોરંભાતો ભૂતકાળનો એ ધ્વનિ
પડયાં કરે પડછંદા નિરંતર અવિરત.
પડઘાનો દેશ આ; શબ્દ નહિ, પ્રતિશબ્દ પૂજાતો ક્યાં.

હવે ગુફા મુજ સમષ્ટિઘેર,
રહું ન ઘેર.
[ સંસ્કૃતિ–'૫૭ ]

## કવિની પ્રાર્થના

ખેલાયું દિનરાત જે હૃ [illegible] મા રંગભૂમિ પરે,
રેલાયું રૂધિરે નસેનસ [illegible] જે મત્ત ગીતસ્વરે,
નેત્રે જે ચમકી કદીક [illegible] દિવ્ય આનંદમાં,
તે સૌન્દર્ય–રહસ્ય [illegible] સાક્ષાત્કરૂં શબ્દમાં.

[ સંસ્કૃતિ–'૫૯ ]

* * *

મનસુખલાલ ઝવેરી

## એકાન્ત સા[illegible]

અફાટ અહીં વિસ્તરી યુ[illegible]ન્તરોથી રહ્યો
મહાર્ણવ ઉછાળતો સુભગ છોળ[illegible]મોતી તણી.
વિલોકું ઊઠતી અને લહરિ [illegible]ની જાતી શમી.

અનંત નભ ઝૂમતું ઉપર: વારિકેરો અહીં
સમાય નહિ આંખમાં પટ વિશાળ એવો પડયો.

અવાજ મહીં છે અવાજ અવિરામ બાજ્યે જતી
અગાધ નિધિની ગભીર જલઝંઝરીનો અને
વળે દિન ઢળ્યે સ્વનીડ ભણી એહ પંખીતણા
વિભિન્ન પણ સૂરીલા કલનિનાદ કેરો અહીં.

કવચિત્ રસળતો તહીં રવ ગૂંથાઈ જાતો વળી
સુદૂર શિવમંદિરે બજતી ઝાલરૂંનો, અહીં
વહી લહરિ વાયુની સમદ જેહને લાવતી.

અહીં અજબ શાન્તિ છે.

*

સુદૂર અતિ દૂર દૂર રહી પેલી જાતી કયહીં
મહાનગરની ધમાલ : પથ સૌ જનાકીર્ણ ને
અસંખ્યવિધ યંત્ર, વાહનતણા અવાજે થઈ
સદૈવ જતું ફાટફાટ અતિ તંગ વાતાવરણ.

ઘડીય નવરાશ જ્યાં નહિ, છતાં દિનાન્તે કશું
મળે જ નહિ સત્ત્વશીલ જ્યહીં નેણને ઠારવા.
અતૃપ્તિ જ્યહીં ચિત્તને કૃમિસમાન કોર્યા કરે
અને વલવલાટ નિષ્ફળ મહીં જ આયુ : સરે.

ન મૂળ પ્રસરી કયહીં જઈ કદાપિ ઊંડે શકે.

બધું ઉપરચોટિયું.

'ત્યહીં યશ મળે દિગંત સુધી ગાજતો—'

હા, ખરું;

પરંતુ નીરખ્યા છ મેં જગતની યશોદા કને
"ભુખ્યો છું" કહી દાખવંત નિજ પેટ શ્રીકૃષ્ણને
શિશુ બની જતા. (અને નહિ જ માત્ર એ લાડમાં!)

અને યશ વળી કશો ? ઘડીક સૂર્યના તેજમાં
રમી, ઝબકી, અંધકારમહીં જાવું ફેંકાઈ ત્યાં !

બધી રમત એ ઘડીની. ગઈકાલના સિંહની
ન સામું પણ કોઈ આજ નીરખંત : સિંહેય તે
સ્મરી સ્મરી જ ભૂત ગૌરવ સદા રહે ઝૂરવું.

મળ્યો યશ ન હોય તે વલખી એહ કાજે રહેઃ
મળેલ યશ હોય તે કયહીં ન જાય ખોવાઈ એ,
સદા ફફડતા રહે ભયથી એહ : ને તોય એ
ઘડી બ ઘડીમાં, પડે ન ખબરેય એવી રીતે
જતો થઈ અલોપ સાવ, કશી હાથતાળી દઈ !

અને યશ ન માત્ર એક; પણ લક્ષ્મી, સત્તા, બધું :
મળેલ નવ હોય ત્યાં લગી ન ચેન લેશે પડે :
મળ્યા પછીય ઓડકાર નવ તૃપ્તિકેરો દિયે.
અસારપણુ એહનુ સ્મ બધોય એનો હરે.
અને જવ જતાં રહે. જીવન આખું ખારું બને.

મહાનગર દૂર દૂર કયહીં એહ જાતું સરી.

. ત્યહીં પણ મહાબ્ધિ આ જ રમણે ચડ્યો'તો, છતાં
: મિલાવી નવ તાલ એની શકયુ સંગમાં હૈયુ આ
. જનાભિમુખ એ હતું ત્યહીં : જવાઈ તેથી હતી
ત્યહીં વિજનતા : અહીં વિજનતા જ વ્યાપી ત્યહીં
અહો ! સભર એ કશું ભર્યુંભર્યું ! અહીં પૂર્ણતા
રહી . પરસી આ પયોનિધિતણી :

અખૂટ રસ આયુનો નહિ તને ત્યહીં સાંપડ્યો?
કૃતઘ્ન ઉર! તું થયું અવ? હતો બધો દંભ વા?'

નહીં; નહિ જ એ કશું: રસ અખૂટ જે ત્યાં મળ્યો,
મળ્યો સકળ માત્ર કાર્યમહીંથી જ, અન્યત્ર ના.

ક્રિયાનુરૂપ આયુનો સમય ત્યાં ક્રિયામાં ગયો;
અને નીરખી ભાત જીવનની તેજછાયા ભરી;
અહેતુક ઉદારતાય નીરખી; નિહાળ્યો વળી
અકારણુ જ દ્વેષભાવ: બહુરંગ સોહામણી
અહો! જીવનગંગ આ અજબ રુદ્રરમ્યા કશી!

અનેકવિધ રૂપ રંગ વળી સૌરભે સોહતાં
અસંખ્ય કુસુમોમહીં ભમી, રમી, રસો સંગ્રહી
કષાય, મધુ તિક્ત; આ સમય તાહરો આવિયો
વસી મધુપટે, નિમગ્ન થઈ અંતરે, એમના
વિભિન્ન રસને રસી તવ રસાયણેથી, ત્યહીં
અભિન્ન રસ કેરું, શક્ય યદિ, સર્જવા તો મધુ.

મહાર્ણવ અસીમ કેરી અહીં ઊર્મિઓ ઊછળે
અને અમધુ સંગમાં હૃદય તેની નાચી રહે.
મહાનગર કેરી સર્વ સ્મૃતિ ઝાંખી ઝાંખી બને.
ઘૂંટાઈ ઘટમાં ગયેલ દૃઢમૂલ સંસ્કાર યે
ઘડીક મહીં સૌ સરી સરી જઈ અજાણ્યું ધરે
સ્વરૂપ: નવ હોય પૂર્વ ભવ કોઇ કેરા શું એ?

મહાર્ણવની મસ્ત આ ભરતી આહીં હેલે ચડે,
વિદાય જગ જૂનુ થાય, નવુ સ્થાન એનુ લિયે.

પરસ્પર કશા જ ભિન્ન જગ બેય એ ? ને છતા
કશો ઉભય સંગમા વિહંગ એક નિસંગ હું ?
વિભિન્ન મણિઓ મહીં સરી જતુ કશુ સૂત્ર હું ?
ન રંગ મુજનો કશો, મળિતમાં ધરું રંગ હું

નથી ગહનતા ત્યહીં, નથી વિશાળતા તો અહીં,
બહિર્મુખ થતા ત્યહીં, ન મળી જાતને પામવી
ન તો કદી વિરાટકેરી અહીં ઝાંખી થાવી જરી

ન કે ન ખટકે મને જીવન કેરી એકાંગિતા,
સમન્વયતણા નવા સ્વપન અંતરે જાગતા,
અરે ! કદાક કૈંયુ તો જગતુ નેતિ નેતિ રહે,
છતા ન ઉર તુચ્છભાવ અવ કોઇ માજે ધરે

નિહાળી વિધુ વાળીમા, વિધુ મળ્યો ગણી ગર્વનું
રહ્યુ મનુજમાત્રને-હૃદય ન એમ રાખી ન્હા
લઇશ, કયમ એ શકાય માગી ?–પૂર્ણતા પામવી
અશક્યસમ છે અહીં તદપિ પૂર્ણતા પામવા
મથી મથી રહે મનુષ્ય કદી ભ્રાન્તિમાંહે પડી
અપૂર્ણ ગણી પૂર્ણ, શુ રમકડે રહે નાચતો !

વસ્યુ ત્યહીં જ કાવ્ય ને વસ્યુ ત્યહીં જ કાવ્ય યે

વિશાળ બનવા જતાં ગહન ના શકાયે થઈ:
વિશાળ ન થવાય વા ગહનતા જતાં સાધવા:
અમે ગહન કે વિશાળ, બહુ વાર ના એકલું;
અને મનુજને ન એ ઉભય એક સંગે મળે.

અપૂર્ણ કદી એક તો ઉપહસી શકે અન્યને ?
સમાન વ્યસને ન સખ્ય સમભાવનું સંભવે ?

ન દ્વેષ, નવ કો સ્પૃહા; ન અવ તુચ્છતાભાવથી
નિહાળું જન હું મહાનગરના; અહીંની ન વા.

*

અહીં દિન ઢળે; પ્રણે સુભગ સાંજની આરતી
બજી રહી છ ને રહ્યાં ગણ વિહંગમોનાં વળી
સ્વનીડ ભણી કિલકિલાટ કરતાં; અહીં વિસ્તરી
અનન્ત સમ આ મહાજલધિ છે રહ્યો તેહની
મહોર્મિતણી હું સનાતન વિલોકી લીલા રહું:
પ્રકામ હૃદયે ભરું પરમ પ્રાણ હું શાન્તિનો.

અને રસની અન્તરેથી પ્રકટાવતું સૃષ્ટિને
સ્ફુરંત ઉર મારું આજ સમભાવના સ્પન્દને.

[સંસ્કૃતિ-'૫૯]

# એકાવનમે

આયુષ્યની વિધિલખી મુજ પોથીકે.
આજે હું ઊઘડી નૂતન એક પાનું,
ર ! એક મારું મટકું, બસ એટલામાં
પૂરાય તે થઈ પચાસ ગયાં જ પાન !

હેવામહી સમય એ સરકયો દિસે ને
આયુષ્યનો રવિ રહ્યો નમી ઉત્તરાર્ધે !
ગેથી આભ મુજ આથમતું રમાડું,
ને ખીલી એની હી ઊગમતીય શોભા

હું આ દિને અવ લગી, મથતો જ આવ્યો
આગામી કાલ તણું રૂપ નિહાળવાને,
આજે પરંતુ ઉર ભાવિમહી ન રાચે,
રે ! આજ તો ઉર ભરી તરતો અતીત !

હું આ સ્થળે ઊભી ઘડીક, નિહાળું પાછું,
સિંહાવલોકન કરું પથનું વ્યતીત,
ને જોઉં ખીણ, શિખરો, કપરી કરાડો,
ને કેડી બંકિમ અહો ! રમણીય ચિત્ર !

ને એ અતીત પણ વિસ્મૃતિકેરી આજે
ઢંકાય છે જવનિકાની તળે ઘણેરો,
સૌ માનહાનિ, અપમાન, ઘૃણા, ઉપેક્ષા,
નામત્વના હૃદયભેદક શલ્ય માંયે

ના કે ભૂસાઇ ગઇ છાપ બધીય એની,
ને હૈયું નિર્મળ થઈ ગયું સાવ આજે;
એના રહી ઘસરકા હૃદયે ગયા છેઃ
ભૂંસ્યું ભૂંસાય કયમ જે થયું વજ્રલેપ ?

એ કિન્તુ આજ ધરી અદ્ભુત કોઈ રંગ
આસ્વાદ્યતા અવનવી સ્મૃતિમાં ધરે છે;
ને આજ હૈયું થઈ ભારવિમુક્ત એના
કોઇ સુખસ્વપ્ન જેમ રટે છ એને.

આ આજનો હું કયહીં ! ને કયહીં એ દિનોનો
નિર્હેતુ, નીરસ, ઉપેક્ષિત પંથભૂલ્યો ?
સર્વત્ર આજ મુજ સૃષ્ટિ રસે રસાઈ,
ને સ્નેહની સઘન છાય બધે છવાઈ.

ના, ના, ન કે નથી અમિત્ર જ કોઇ આજે;
છે તો ઘણાય; નહિ હોય જ તો નવાઈ;
કિન્તુ નથી મમ અકારણ મિત્ર ઓછા,
મારા હિયે રૂઝવી જે વ્રણ સ્નેહકૂંકે.

આજે સ્મરું જનની મારી : 'સ્મરું' કહ્યું મેં ?
ભૂંખાય ક્યાં સ્મૃતિની એની રહી છ હૈયે
કે ધ્યાન એનું ધરી શાન્તિનું તીર્થ પામું ?
ને ત્યાં બધાંય મુજ માનગુમાન વામું ?

ક્યારેક એક તણું કાજ અધુંય હીન
એણે નિચોવી મુજ લીધું: પરાજયોની!
કયારેક તો વળી દઈ લપડાક, મારું
ગાળી ગુમાન રહી એ મુજ ભાગ્યધાત્રી.

એણે મને રસ અપૂર્વ કશો ચખાડ્યો
આ જાતમાંથી છલકાઈ વહી જવાનો?
તાદાત્મ્ય સાધી વધુ ને વધુ તત્ત્વ સાથે,
કારાગૃહેથી થઈ મુક્ત ઊડી જવાનો?

સત્તા અને ધન શકે નહિ જે ઉઘાડી
તે માનવીનું ઊઘડે ઉર પ્રેમસ્પર્શે;
ને પ્રેમના જ નયને પરખાય શોભા
આ વિશ્વને અણુઅણુ વિલસી રહી જે.

એ પ્રેમનો પથ, પરંતુ, ખરા શૂરાનો:
ને શૌર્ય સાચું વસ્યું સાંકડું ભેદવામાં
કંગાલ સ્વાર્થ તણું કોચલું ભીરુ જેમાં
બેસી ભરાઈ અકળામણ વ્યર્થ વેઠે.

આ જિંદગી અજબ છે રણભૂમિ એક,
ત્યાં ચાવદાયુ લડવાનું જ છે મનુષ્યે,
પોતાની જાતસહુ તો અવિશેષ એમાં:
ને વીરને જ વિજયા - વરમાળ શોપે

આ સાનુકૂલ વિધિ તે ગુરુદેવકેરા
ને પૂર્વજોતણી શુભાશિષની પ્રસાદીઃ
નહિ તો ક્યહીં કળણ, જ્યાં હું હતો પડેલો?
ને શૃંગ ક્યાં શિવ, તરી નયને રહે તે?

ને એ ભણી કદમ માંડું છું આજ મારાં
ત્યારે હું પ્રાર્થું મુજ જીવનદેવતાને;
પ્રેરો મને ભગવતી! પથ ભાવિકેરે,
જ્યાં ઇષ્ટ તારું, મુજનુંય હજો અભીષ્ટ!

તેં આપ્યું તે ઘણુંય છેઃ મળ્યું કેટલાંને
આ આટલુંય? અદકાંની સ્પૃહા ન લેશ.
મારા મહીં શુભ પડ્યું કંઇ હોય તેને
મૈયા! યથેચ્છ વરસાવી જજે, ગમે તો.

હું ધૂમજ્યોતિજળનો લઘુ સંનિપાત,
તું પ્રેરણા ભગવતી! હું નિમિત્તમાત્ર;
મારું સ્વતંત્ર કંઇ તે બસ કામના આઃ
मातस्तथा कुरु यथेच्छसि। અન્ય કૈં ના.

[ સંસ્કૃતિ-'૫૭ ]

## સદ્‌ગત ચન્દ્રશીલાને

આનન્દોર્મિછલ્યા ચિત્તે મન્નેડે સ્નાન જે કર્યું
ગંગાનીરે હરિદ્વારે, કેવું હૈયે ભર્યું હર્યું !
અને આ જગગંગાનું છત્રીશીભર વિસ્તર્યું
મન્નેડશીલણું હૈયે રસાયન બની ગયું:
ગંગાતીરે, નમ્યા પ્હોરે લ્હેરાતી જલલ્હેરમાં
શીલામય બની આખે, સુખશીળા સમીરમાં,
દૂર. માણ્યું કણકણે રસાયન બન્યું નવું:
સ્મરી સ્મરી હવે માત્ર દ્રવવું સ્મૃતિએ રહ્યું.

ગંગાતીર, હરિદ્વાર—આજે દૂર સુદૂર હા,
ને આજન્મ સખી તારી, મારી યે જે પ્રિયંકરા.
દામ્પત્યજન્મની મોંઘી ગોમતી ય નજીક ના.

ગોમતીસિન્ધુને કેવા મત્ત-ઉન્મત્ત સંગમ્યાં
નર્મેડે નિરખ્યા કોડે આપણે એકરંગ ત્યાં !

ભર્યું હૈયું હતું ત્યારે, અત્યારે ય ભર્યું જ છે:
એકલું એકલું તોયે છે ઊભું એ જગત્તટે
વહેતી વારિલીલાને દેખતું ને ઉવેખતું.
દૈવાયુ સંગ જોવા જે માત્ર તેને જ ઝંખતું:
નને પાંખ ગઈ લાધી,—ને અહીં વણપાંખ હું

અંગસૌન્દર્યમાં છો ને ન હતી મુમતાઝ તું;
ને ક્યાં વૈભવસામર્થ્યે હતો શાહજહાન હું ?
સૌસમી તું હતી નારી, સૌ સમો હું હતો નર,
હૈયાના પોતના કિન્તુ અનોખા બંધવિસ્તર.
તારા હૈયા તણા પોતે ભાત મારી દઢાંકિત,
તારી ય ભાતથી પોત બન્યું મારું ય મંડિત:
પછી તો પોત ને ભાત–બધું એક અખંડિત.

તું ચાંદની રમ્યનિતાર ઉજ્જ્વલ !
સુગન્ધલક્ષ્મી મુજ પ્રાણપુષ્પની !
તું મંજરી લ્હેકતી મ્હેકતી મુદા !
કાસાર મારે હતી તું જ પદ્મજા !
શું શું નહોતી મુજ તું, સદાપ્રિયા ?
અને હવે શું........................

ચાંદનીનષ્ટ હું ચન્દ્ર ? નષ્ટગંધ ગુલાબ હું ?
મંજરીભ્રષ્ટ હું આમ્ર ? હતપદ્મ સરોવડું ?

ઉષા હજી ઉષા; સન્ધ્યા હજી સન્ધ્યા; નિશા નિશા:
કિન્તુ ક્યાં ઓ સદારમ્યા, ઉષાસન્ધ્યાનિશાપ્રિયા ?

અંધાર્યો મેઘની વચ્ચે વીજશી ચમકી, છતાં
ઉજાસ્યું તેં હૃદય આ દ્યુતિએ સ્થિર સર્વદા.
મારી હૈયાધરાપે તું, ઝૂકી ચોમેર, વર્ષતી
તારા હૈયાતણી ધારા, રસતી, કસ પૂરતી.

પામવા તુજને મેં; વા મને તેં, ન કશો કર્યો
વલખાટ; છતાં લાધ્યાં લાભ કેવો ભર્યો ભર્યો!
કશો પ્રારબ્ધનો યોગ! કશી તું હૃદયંરમા!
મારા ઉદ્યાનમાં ક્યાંથી પ્રગટી ઓ વિહંગમા?
ગુહેકતું મ્હેકતું કીધું શૂન્ય સંજીવને તવ,
મદીલું ય બન્યું હોશે પામીને પ્રીતિ–આસવ.
વિલક્ષણ મને ભાસ્યો એ કિશોરી–કિશોરનો
મુગ્ધ સંયોગ, જાણે કો' ઉષા ને પ્રાતર્‌મ્હોરનો!

મ્હેલું જ પરખી લીધું–તું ન્હોતી કઠપૂતળી,
ને મારી મૃદુતા યે તેં પેખી લોખંડથી રસી.
બલાબલ સમાલીને હાંકી જીવનરેંકડી
રેતીમાં, પથ્થરોમાં, ને ચીલે, ચીલા વિના ય તે;
અચકી ખચકી ચાલી, સીધી દોડી ય કો' સમે;
ઊછળી પટકાઈને ભાંગી કે ઊથલી ન એ.

ઝાંખાપાંખા અનુભવે ઝાંખું ઝાંખ્યું'તું આપણેઃ
"જીરવાય ન તો બંને કાચા પારા સમાં જ છે
સુખ ને દુઃખ; એ બેમાં કરવું કોનું ગૌરવ
અજીરવ્યાં રચે બંને ઘણાં યે જગ રૌરવ."

અમાસમાં પૂનમ દૂર પેખતાં,
પૂનેમમાં યે તમભાર વેઠતાં,
વહ્યો, સખી, જીવનપંથ આપણે,
સ્કંધે પરસ્પર તણે કર નિત્ય ટેકતાં.

અગમ્ય જે ઉદ્ભૂ-હત અંધકાર
રોધી રહ્યો અંદર ને બહાર,
ક્ષણેક લાગ્યો અતિ દુર્નિવાર,
કરંતી તેને ય વિનષ્ટસાર,
સંજીવની કો' દઈને ચમત્કૃતિ.

વિલુપ્ત જે ચિત્ર ઘડી બન્યાં હતાં,
ઊઠયાં હસી મંગલરૂપરંગમાં;
નિસ્તબ્ધ જે નિર્ઝરણો ઠર્યાં હતાં,
ગ્યાં રમી તે નવગાનમંજુલાં.

પ્રત્યક્ષ પેલી થતી જોગપાર્વતી;*
જેણે રણાવ્યું હતું કાવ્ય અંતરે;
આજે બની એ નવરૂપદર્શના
અપૂર્વતાએ મુજ ચિત્ત સંભરે;
અદર્શના તું બનતી સુદર્શના.

વિખરે ખીણમા તો યે પાર્વતી* સ્થિરચંચલા
જોગને શિર;

છે તું યે હૈયે, ઓ દ્યુતિમંગલા !
છોને સવી ગઈ લાગે મૃત્યુની ઘેર ખીણમાં !

---

* જોગના એક પ્રપાતને કાકાસાહેબે પાર્વતી નામ અન્વર્થ ને કવિત્વભર્યું આ

દૃગત ચંદ્રશીલાને'માથી ઢુંઢાવીને ]

## વ્યાસ

### ૧

લાખ લાખ મથું તોયે થંભાવી થંભતી નથી
રેલાયે બંધ સૌ તોડી અશ્રુધારા શતાબ્દીની

ચેતવ્યા, ભાવિનાં ચિત્રો, દાર્યા, દાખવી દાખવી,
દુહાઈ ધર્મની દીધી, રીતો ચોજી નવી નવી.

આમન્યા અર્થની ચીંધી, સીમા નિર્દેશી કામની,
મહત્તા મોક્ષની ગાઈ ક્ષણું યે વિરમ્યા વિના.

પ્રયોગો સઘળા મારા,–મારા ને અન્યનાય તે–
સમાયા શૂન્યમાં જ' ને! પુરુષાર્થ–વ્યથા વૃથા!

ગિરિશૃંગોથી અંભોધિ–દીસે દેશ સ્મશાન શો,
ચિતા જ્યાં ભવ્ય સ્વપ્નોની જલે, ઉર જલાવતી.

માનવ્યને પદાક્રાન્ત કરી ઊભો હતો પશુ,
તે જ આજે હજુ ઊભો ક્રૂરતા અદકી સજી.

ધરા ને માનવી–હૈયે જામેલા તિમિરાસુરો
વિધ્વંસી, ધર્મનું રાજ્ય સ્થાપવા મથિયા ઘણું.

હચમચ્યા ના છતાં લેશે શિબિરો શયતાનનાઃ
ધરા પે પાપનાં થાણાં ઊલટાનાં બમણાં થયાં.

કૃષ્ણ ને, પાર્થ ને ભીષ્મ ! ઓછા કર્યા વિદુરે હતા!
સ્વપ્નોની રાખ પે ભાળું આજે એ સહુને સૂતા!

હું રહ્યો એક, સૂતેલા એ સહુથી વધુ મૃતઃ
આકુલ દૃષ્ટિએ ઊભો સ્મશાને શોધતો ગત!

૨

હું ઊર્ધ્વબાહુ જગ-નેનનું ઘેન ઘેરું
ઉતારવા સતત જાગૃતિ ધારી ઝૂઝયોઃ
ને ઊર્ધ્વ-પાય જગ આડું ઝૂઝયું સદાય
મારે સુજાગૃત ઉરે ભરવા સુષુપ્તિ.

ને દ્વંદ્વ એ મહીં જગત્ ગયું બાજી જીતી;
હારી ગયો અમર હું, હરિ, ભાગ્યહીન;
ને તોય કેવળ કદાચ પુરાણી ટેવે
આજેય ધૂસું જગ નિત્ય હું ઊર્ધ્વબાહુ!

કેવું સમુજ્જ્વલ પરોઢ, સમૃદ્ધ આશા–
રંગો મનોહર ભર્યું ક્ષિતિજે ઝળુંબ્યું!
કેવો ભયાનક દિનાન્ત, કૃતાન્ત કેરી
ગાઇ રહ્યો કથની ક્રૂર કૃતાર્થતાની!

કેવું અપૂર્વ રસ-ઐક્ય રચાઇ આવ્યું,
દેતું વધાઇ નવસર્જન-પર્વ કેરીઃ
ધારા ઉદાર જવ ભારત સંસ્કૃતિની
આવી સમાઇ ભરતર્ષભ શંતનુમાં.

સ્વર્ગીય સુન્દરી અને અવનીન્દ્ર વીરઃ
જાણે તપોવન વસ્યો બની કામ ધીર !
કાળ-પ્રવાહ-તટ સર્જનહાર જાણે
પાડી રહ્યો પ્રકૃતિ-અંક નવી લકીર !

ને દેવદત્ત-કર અર્પી સુરાજ્ય-દોર
ગાર્હસ્થ્ય-યજ્ઞ પૂજી શન્તનુ પૂર્વજોને
સન્માન્ય શ્રેય-પગલે ચઢિ વાનપ્રસ્થ
ચૈને રહ્યાં હત !....નિરર્થક કલ્પના સૌ !

અલ્પાયુ માનવ, જગત્ લઘુ, શક્તિ સીમ
નિઃસીમ કામ, નવ તૃપ્તિ કદી તૃષાની:
લીધા વિના ચરમ આહુતિ ભોક્તૃ કેરી
ભોગાગ્નિ ઉદ્ધત કદાપિ ન થાય શાન્ત !

ને દેવદત્ત સમ રત્નતણો પિતા, ને
દેવાંગના શી રમણી-મણિ-સ્નેહ-સ્નિગ્ધ
ના તુષ્ટ શંતનુ ફરી યમુના-કિનારે
રે ડૈયું પ્રાકૃત મનુષ્યની પેર હારે !

ને દેવદત્ત સ્વયમેવ વિસર્જી સર્વ
'વિશ્વે ઠર્યો અનુપ એક જ પિતૃદેવ:
તાતેન્દ્રિયાર્થ દઈ આહુતિ જાત કેરી
લાવ્યા ગૃહે ભીષણ ભાવિની રાત્રિ ઘેર

માતા, ક્ષમા! પણ ભવિષ્ય-સુદર્શિની જો
દૃષ્ટિ, સરોજ-નયને, કદિ હોત, સત્યે,
જાતે જ તાતની તજાવત રાજતૃષ્ણા
સાશ્રુ સમર્પી ચરણે પ્રણિપાત લાખો!

૩

કયા ધૃતરાષ્ટ્ર, ક્યાં પાંડુ, ભલો વિદુર ક્યાં વળીઃ
મને યે મારી આંખીઓ રૂડી નિહાળવા મળી!

અને શેં શુકને ભૂલું, છો મને છોડીને ગયોઃ
ચતુર્ધા આત્મ શી રીતે મારો આમ થઇ રહ્યો!

શુકે મુક્તિ મૂર્તિમંત; વિદુરે ધર્મ આસ્થિત,
ને કામ-પ્રતિમા પાંડુ, અંધ અર્થાંધ-લોચન.

સ્રષ્ટા કેરી કલા ગૂઢઃ રહસ્યો કો લહી શકે:
એક કાયા શું માયાઓ આવી ભિન્ન વહી શકે?

દાસી, રાણી ક્ષત્રિયાણી, બ્રાહ્મણી-વ્યર્થ ભેદ સૌ:
ચંદન થોર, ને થોરે મઘમઘી મોગરો શકે!

ક્યાં, શું, કોના નિમિત્તે ને કોનાથી સરજાય છે!-
શાસ્ત્રો સહુ થઇ ખાંગાં અહીં થંભી મુંઝાય છે!

આંખો મીંચી સર્જ્યો અંધ; લખ્યું ! ના કોઇ એ લહ્યુ:
પોથીનું જ્ઞાન પોથીમાં નિરર્થક પડયું રહ્યું!

અને આંખો મીંચી પાછી, અંધે ફરી સર્જ્યા કર્યું :
જન્મ-અંધત્વને જાણે અંધારું વસ્તુ વર્યું !

અંધારપટે હતી એક ગાન્ધારી કૈંક દેખતી :
આંખોને જાણી બૂઝીને ઓલું સાવ કરી જતી !

હજારો આંધળાઓની વચ્ચે એકાદ દેખતો :
દૃષ્ટિને દોષમાં લેખી અંધવત્ વર્તતો સદા !

૪

ઉલ્લેખ્યું લાક્ષાગૃહ એક મેં તો
પુરોચને નિર્મ્યું પૃથા-સુતાર્થે;
પરન્તુ આ ભારત આર્ત આખો
વિરાટ લાક્ષાગૃહ શો બન્યો'તો !

એકાદ ચિનગારીની વાટ જોતાં
વિનાશ-દ્રવ્યો ખડકયાં પડ્યાં'તાં;
ઉત્તેજનાની નવી ઉગ્ર ફૂંકે
વૈરાગ્નિઓ જાગૃત નિત્ય રે'તા !

શું બ્રાહ્મણો, શૂદ્ર શું !-દેહનિષ્ઠા
સર્વત્ર ફુત્કારતી કાળ-વ્યાલી :
આત્મામૃતે એક દિ' જે છલાછલ-
રે સાવ તે જીવન-પ્યાલી ખાલી !

તપોવનો અપ્સર-વૃન્દ-ઘેર્યાં,
વિદ્યાવનો મત્સર-દ્વેષ-ડેરા;

હિંસા, તૃષા, લંપટતા, પ્રવાદ,—
સિંહાસનોના જણુ ચાર પાયા !

અન્યોન્યને દાસ્યનું દાન દેવા
વસુન્ધરા આક્રમી સૌ રહ્યા’તા;
ને આત્મઘાતી જડતા નિહાળી
આક્રન્દતી મેદિની અટ્ટહાસ્યે !

રુક્મિ જરાસંધ, મનુષ્ય-મુદ્રા-
આચ્છાદને આસુર-વંશ ઘોર,
માનવ્યને મેદિનીમાંથી હાંકી
દાનવ્યની વાંછી રહ્યા પ્રતિષ્ઠા.

ધર્મ-સ્મૃતિ તાત પરાશરે જે
અર્પી’તી, થૈ વિસ્મૃત સર્વથા તે,
ને વેદનો તો યુગયુગ્મ પુર્વે
ઊડી ગયો’તો ધરતીથી છેદ !

ઈન્દ્રાર્થ ના, ઈન્દ્રિય-અર્થ યજ્ઞો;
તપો શમાર્થે નહિ, પીડનાર્થે;
ત્યાગાર્થ દાનો નહિ, સંચયાર્થે;
આત્માર્થ તે સર્વ જ મૃત્તિકાર્થે !

પૂર્વે સુણ્યું, પૃથ્વી ડુબેલી, તેને
મત્સ્યાવતારે તરતી કરી’તી !
રે દીસતી ડૂબતી પૃથ્વી પાછી,
ત્રાતા ન ક્યાંયે ક્ષિતિજે કળાતો !

ને ઊર્ધ્વબાહુ બની ઊર્વીને મેં
ચેતાવી'તી કેવી યથાપ્રકાશ,
ને હું શીયે કૈંક મહાન એવા
મથ્યા; છતાં વારી શકયા ન નાશ !

૫

કાશી, ચેદી, મગધ, મિથિલા, સિન્ધુ, સૌવીર, શૂર.
મત્સ્યો, મારુ, કિકટ, કુરુ-પાંચાલ ને કામરૂપ,
રેવા, ગોદા, ઉભય-જલધિ-કંઠની દીર્ઘ દ્રિમાળ,
દ્વારાધારા, ગિરિનગર આનર્ત ને વિન્ધ્યવાડ;

અંગે અંગે વિકૃતિ વસમી અંગીનુ આત્મભાન
લોપી, કોપી, વિષમય બની સર્જતી'તી સ્મશાન;
વ્હેંચાઇને કણકણમહીં આર્ત ચૈતન્ય-અબ્ધિ
શોષાતો'તો પ્રલયતણું આલાપતો અશ્રુગાન !

વિદ્યામાંથી વિનય, નય નીતિ મહીંથી જતો'તો,
ગાર્હસ્થ્યેથી પ્રણય, લય સંન્યાસમાંથી જતો'તો,
આચારેથી અભય, ભય એકાન્તની વૃત્તિમાંથી,
આશામાંથી ઉદય, રય આદર્શમાંથી જતો'તો.

અર્ચામાંથી અનુનય અને તત્ત્વ ચર્ચા મહીંથી,
શાસ્ત્રોમાંથી અનુભવ અને તત્ત્વ શાસ્ત્રો મહીંથી,
પાંખોમાંથી ઉડયન અને આંખથી ઊર્ધ્વદૃષ્ટિ,
લોપાતી'તી મનુજકુલથી સચ્ચિદાનંદ-સૃષ્ટિ !

આકાશેથી અમરગણ ને પૃથ્વીથી પૃથ્વીપાલેઃ,
કૈલાસેથી મન-સર-વસ્યા મોતી-ચોતા મરાલો;
બ્રહ્માંડેથી પરમ સત ને પિંડથી બ્રહ્મસત્ત્વ,
ભૂંસાતાં'તાં જળ અણુ અણુથી સચ્ચિદાનંદ-તત્ત્વ!

આવો સંધિ-સમય વસમો દોહ્યલો પાર થાવોઃ
મૂવે કાળો અપજશ, અને જીવતે ભાર થાવો!
માત્ર સ્પર્શે સહજ વજ્રને શીઘ્ર ડુબાડી દેતોઃ
કોને કોનો, કપરી ક્ષણમાં, જીવનાધાર થાવો!

કાળી હોડી, વજન વસમું, સ્વપ્ન-આઘો કિનારો,
ને માથેથી પ્રલય-રય વીંઝાય તોફાન-મારો;
ફૂંળી ઊર્મિ શઠ-ઉર થકી જેમ અદૃશ્ય થાય,
ચીરેચીરા થઇ શઢ ઊડે તેમ વાયુની માંહ્ય!

આવામાં શું કર મહીં કરે કો' હલેસાં-સુકાન,
રે જ્યાં ના રે' ખુદ કર કને જાત કેરુંય ભાન!
ને મ્હારેથી ભીતર ધસી લે મૃત્યુ ભેંકાર ગ્રાસ,
તે પુર્વે તો કઠપુતળી શા બ્હોરતા કૂદી નાશ!

ઘોરારણ્યો સમ નગર, હિંસા-ભયે વ્યાપ્ત સર્વ;
યુદ્ધક્ષેત્રો સમ નૃપ-સભા માનવી-રક્ત-સિક્ત;
વૈશ્યાગારો સમ તપવનો અર્થ ને કામનિષ્ઠઃ
કોટિ રૂપો કરી કળિ થતો પૃથ્વી માંહી પ્રવિષ્ટ.

ખાંડાધારે બધું ખુંચવી લો; જૂઠથી જાળવી લો;
ત્શ્વાસે લે વિગત કરી લો; શેષ સૌ ફાળવી લો!

"હું'થી મોટો નવ જગતમાં; હોય, છાજે હણાવો:
આવા મંત્રો જીવન વણી, લો આજનો આજ લ્હાવો."

૬

પાછું વાળી વારવાર ફેંદાણું ભૂતકાળને,
આદિમૂલ થઈ ક્યાં તે થતું ના હજુ નિશ્ચિત!

દેવદત્ત તણા ધર્મે દીધેલા અધિકાર પે
મોહના ઘેનમાં કાપો મુકાયો; મૂળમાં શું તે?

કે પછી નાશનાં બીજો એથીયે પૂર્વકાળમાં
પડ્યાં પ્રચ્છન્ન ભૂ-ગર્ભે હશે ભરતના કુલે!

અથવા રાજવંશોથી દબાયેલી પ્રજા સદા
મનના ભાવને મારી જીવતી; જડ ત્યાં હશે!

કે પછી સૃષ્ટિ આ જાતે સચ્ચિદાનંદનું નહિ,
પરંતુ મૂર્તિકાકેરું ગનસ્વી કોઇ સર્જન!

સત્ય, બ્રહ્મ અને આત્મા, સચ્ચિદાનંદ, ઇશ.એ
શબ્દો મારા સમા કોઈ ભોળાની ભ્રમણા હશે!

ને સ્મૃતિ તો ઠીક જાણે તાતે જાતે જ છે રચી:
પરંતુ શ્રુતિયે શું કો આર્તનું આશ-ઝાંઝવું!

ઘણીયે વાર હૈયાને વલોવે આમ સંશયો
ભાસતું વન્ધ્ય-આયાસ સુધાપોંહ્યું જ મંથન!

ધર્માધર્મ તણી ચર્ચા વૃથા વાણીવિલાસ સૌ?
કાલની કલ્પના સારું ભોગવે આજ ત્રાસ સૌ?
આજનો લ્હાવ આંખોને મીંચી લેનાર ખાટતા?
બાકીના કાલના કોલે નકામા ધૂળ ચાટતા?

૭

ના, ના, ના, ના, શત શત વિચારે પછી ના જ, ના, ના,
ના સૃષ્ટિ આ અ-નયન અકસ્માતમાંથી સર્જાઈ,
ના છે એનો ઊગમ જડમાં, ના સ્થિતિ, ના ગતિયે,
બાજે એને અણુય અણુ, અદ્વૈત ચૈતન્યસૂર!

જુદેરા કો' નિયમ-યત છો હાર ને જીત એની,
વૈષમ્યોમાં સમ જ, પણ, સંસ્પર્શની રીત એની!
આકારો છો દિમત શતધા એકબીજાથી ભિન્ન,
હેલાયે છે અખિલ હૃદયે એક ધારા અછિન્ન

બીહોમાંહી શિખર ઝૂમતા, બીજ શૃંગે વસેલી,
ક્ષારાબ્ધિમાં મધુર-જળ-સ્રોતસ્વિની છે રમેલી,
ચૈતન્યોના હૃદય ભરતા નર્તને જાડ્ય નમ્ર,
ને મૃત્યુમાં જીવન લસતું, જીવને મૃત્યુ મગ્ન!

કીટાણુથી નર-અમર લ્હેરાઈ ચૈતન્ય લીલા
ને પીટાણુ જડ-ઉદરમાં, બીજરૂપે વસેલા,
છે ચૈતન્યે જડ-તનુની બીછાત વિસ્તારી જાતે
ને ગૂંથાયો અયુત રૂપ ધારી પડી એ બીછાતે!

રૌદ્ર સૌમ્ય, પ્રથમપર શાન્ત પ્રહારે લસન્ત,
હાસ્યોલ્લાસે કરુણ, કદી બીભત્સ વીરે વસન્ત,
ક્યાં શૃંગારે રતિસદન, ભીત્યદ્ભુતચ્છદ્મવેષ:
કોટિ રૂપે અજન-પટપે નર્તતા પદ્મજેશ!

ભૂંડી, તોયે સકલ નવ આ ધાર્ત રાષ્ટ્રોની સૃષ્ટિ,
—જેમાં જન્મ્યા, જીવી ઝૂઝી ગયા કૃષ્ણ શા દિવ્યદૃષ્ટિ,
જેના કાજે વિદુર સમ સત્ત્વભરી કૈંક વ્યક્તિ
ચિન્તા-ક્લાન્ત પ્રયતતી સદા યાવદાયુ અખંડ.

જે ભોગેચ્છા અનિબલવતી શંતનુની અકાળે,
તો મર્જાયા વિષય-વિજયી વીર્ય-ઉદ્રિક્ત ભીષ્મ;
ને જે દ્વેષ-દ્વિગુણિત-શઠત્વે-મળ્યા ધાર્તરાષ્ટ્રો,
તો શોધાઇ પરમ સત પે પાંડવોકેરી શ્રદ્ધા!

જ્યાં આક્રાન્તા દ્રુપદ-તનયા દુષ્ટ દુઃશાસને થૈ,
ને આક્રન્દો હૃદય-ચીરનારી વ્યથાનાં ઊઠ્યાં જ્યાં;
ત્યાં જાણે કે નયન-જલ-વર્ષાથી સીંચાઇ ને જ
ઊગ્યાં, મ્હોર્યાં અકળ-ગતિ કો નવ્ય માનવ્ય બીજ!

ને શાન્તિના અફળ જ થતા દેખીને ઉદ્યમો સૌ
યુદ્ધે બુદ્ધિ અવશ કરવી પ્રાપ્ત થૈ પાંડવોને,
તે દિ',-તે જ પ્રહર-પળ, આરંભતાં નાશ-સત્ર,
અગ્નિ-ગર્ભે અવતરી સુધા-સ્યંદિની ના શું ગીતા?

ના ધુમાડો, અગન નહિ તો; અગ્નિ ના, યજ્ઞ યે ના;
ના યજ્ઞો, તો શ્રુતિય નહિ, ને ના ઋુતિ, નાત્મદૃષ્ટિ!

ફાગણ ફૂલ ફોર્યો નહીં,
સખિ, ચૈતર ચૂગ્યો ચોક,
વૈશાખ વગડે વહી ગયો,
નહિ જેઠે જામ્યો જોગ!
સખિ, કવળા જગના લોક!
મારે અવળા સૌ સંજોગ!

અષાઢ અધફૂકો ગયો,
ને શ્રાવણ શૂળી પેર—
ભાદરવો ભીંજ્યો નહીં,
ને આસો પેલી મેર—
મારી વીખરી નાજુક સેર—
સખિ, મારી વીખરી નાજુક સેર!

બારમાસી નહિ પાંગરી
ને તગાવડી પર આંબો—
આંબો મ્હોરે ઝગૂંબિયો,
હજી પંથ ઘણો છે લાંબો!
સખિ, મારો પંથ ઘણો છે લાંબો!
સહિયર, પંથ ઘણો રે લાંબો'

[સંસ્કૃતિ–'૫૮]

# સૌભાગ્ય

પર-પ્રેર્યો આજે અકવિ પણ હું સર્જન તણી
કરું ચેષ્ટા, દેવી, તવ ચરણ-ધ્યાને રત થઈ.
સ્ફુરે વર્ણો મીઠા, અમૃતલહરીએ નયનની
લહેરાતા તારા ચરણ-કમળોથી નીગળતા
મરન્દે ફોરન્તા સુરધનુતણા શીકર સમા!
લવું હું એ વર્ણો, તવ અમી-રસે નિર્ભર ગણી;
કૃપા પામી તારી, જનનિ, મુજને ધન્ય જ ગણું!

કદાચિત્ ભ્રાન્તિ એ જનનિ, નવ હું પાત્ર તવ એ
કૃપા-દૃષ્ટિ કેરો; તવ અમી-રસે વા નવ લસે
લવું હું જે વર્ણો; ફળ ચરણના અનિધિ તણુ
ભલે એ હો તારાઃ મુજ ઉરતણા માત્ર પડઘા.
ભલે; અંગૂઠાને જ્યમ શિશુ ચુમી તૃપ્ત બનતો
હું યે તારે ધ્યાને કંઈક લવતો આજ, જનની,
ઠગાઉં તારાથી-પરમ મુજ કાં ભાગ્ય ન ગણું?

[કવિલોક-'૫૭]

# આ લીલા લીલા લીમડા તળે

: તર્જ :

આ લીલા લીલા લીમડા તળે
થાકેલો કોઈ રાહિયો મળે,
કરાર કેવો કાળજે વળે—
જો આપદાનો ભાગિયો મળે !

કામના ગરાસ તો ગયા,
મો'લના ઉજાસ તો ગયા;
હારીડા તણો લાવતો પતો
અજાત, દીન એપિયો મળે !

હશેત દયા, એકલાપણું—
ક્યો ન લાભ, સાંખવું ઘણું :
માહરા સેતાન રુદેનો
કો ઠારનાર ગોઠિયો મળે '

[ વિશ્વમાનવ-'૫૯ ]

રામનારાયણ પાઠક

## જતો'તો સૂવા ત્યાં

જતો'તો સૂવા ત્યાં ડસડસ સુણી રોતી સજની,
ગયો; દીઠી ડુસ્કાં ભરતી ઉશીકે મોં દબૂરીને;
બિછાને બેઠો જૈ, ઊંચકી મુજ સ્કંધે શિર મૂક્યું,
કપોલે, પંપાળી, નયનજલ ભીંજેલ લમણે,
શિરે, પૃષ્ઠે આંખે કદલીદલ લીસે, ફરી ફરી
અને અંગે અંગે મૃદુ કરથકી થાબડી બધે.
ન રૂહે તોયે છાની! હિમ શી મુજ એ ગૌરપૂતળી
ગળી જાશે અશ્રુમહીં જ હિમ શું! એવીજ રુએ!

પછી જેવું ધોડાપૂર વહી જતાં સિન્ધુ નીતરે
રહે કૈં સંક્ષોભ પ્રતિલહરીમાંહી ધબકતો;
શમ્યું તેવું તેનું રુદન, રહ્યું કૈં શેષ શ્વસને;
સુવાડી ત્યાં ધીમે, શયનતટ બેઠો નજીક હું,
અને એ વીંટાઈ, તરુ ફરતી વેલી સમ, સૂતી,
મુકીને વિશ્રંભે મુજ ઉર પરે શ્રાન્ત શિરને!

નિશા આખી જેવું ટમટમ કરી વર્ષતી રહી
કરે ધેરું વાતાવરણ બધું, ને એજ જલનાં
કણોથી પો ફાટયે, અજબ મધુરું ઉજ્જ્વલ હસે!
હસી તેવું, અશ્રુ હજી કહીં ટક્યાં ઉજ્જ્વલ કરી!

રડી શું ને પાછી હસીય શું ન જાણ્યું સજનીએ
હું તો શું? ને ભાગ્યે સમજીય શકે મન્મથ સ્વયમ્!

[ વિશેષ કાવ્યો ]


:

હરિશ્ચન્દ્ર ભટ્ટ

# શેલી ને

તેં પર્વતીય પ્રકૃતિ નીરખી, અનેકરંગી
દીઠી ગગનશોભન વાદળીઓ,
મૃત્યુ સમો નિરવધિ જલરાશિ, ચંદા
ફિક્કી વળી સરતી વાદળમાં, દીઠાં તેં.

સ્વાતંત્ર્યમાં મનુકુલોની બધીય સિદ્ધિ
છે; જોઈ એ, સમર નેં સહુના વધાવ્યા
જે અર્પતા જીવન માનવતાની બેડી
તોડી, ફગાવી મથતા નવભાવનાર્થે.

જ્ઞાને, તપે, નૂતન સર્જન-આશ જોતા,
સૌન્દર્ય સ્પર્શ મહીં ચેતન અગ્નિજ્વાલા;
તેં દેહબંધ થકી મુક્ત અબંધ પ્રેમ
જોયો, પીધો, 'નુભવીને અમનેય સિંધુ
એ પ્રેમનો નીરખવા અવગાહવા એ
આપ્યું ત્હારું નયન તેં શિવ એનું જોવા.

ચંડોગ્રગાન નભ-નીતરતું ઝીલીને
ઉલ્લાન-ગાન મહીં જોઈ વિષાદ-રેખા
ને તેં દીઠી શિશિર મારુત શીત પૂઠે
કૂંળી વસંતકુંપળો નવપ્રાણ પૂર્ણ.

આ આંકડા પૃથિવીના પથ છોડીને ઓ!
મુક્તાત્મ ચિદ્ગગનમાં કરતો વિહાર

સંસ્કૃતિ-'૫૯]

મારું બાળપણ છે છૂપ્યું ત્યાં—
છીછરા વીરડા જેવું સ્પષ્ટ
એકકેય મૂર્તિ ન થાતી નષ્ટ
નીચે પડેલા શંખલાઓની, છીપ તણી,
અપૂર્ણ શાલિગ્રામ સમી

સાંકડી શેરીએ ઓરડા મારા
છાયમાં મોટા ઓરડાની જે
વહુએ વગોવ્યા
ઊંચેરા ગોખથી છટકી
ઊંચી મોટા જેવી પાતળી પરમાર
છાંડીને કસૂંબો કરતા ઠાકોર જેવું
હોકો ફેંક્યો ઓરડેથી ને દરબાર
ચલમ ફેંકી ચોકમાં રે
એ ય માથું ધૂણાવ્યું ચોકમાં રે
'પાતળા પ્રણયને રોક મા રે!
સિંહણ પાતળીના દૂધ પાતળાં રે!'

કૃષ્ણ પ્રભુને મરવા લાયક દેશ
જીવવા માટે ત્યાગવા લાયક પ્રાંત
કોઈ દયાનન્દને, કોઈ મોહન ગાંધીને
ધણું જેને ઉત્તરદેશે પ્રશાન્ત

લીંબડા નીચે કોસ બપોરે, ઘામ બપોરે,
લીંબડે ગુંથી પન્નવગીમાં
ઘોરિયા એન ~ વતય

કેડિયે ગીરમાં ગોથાં ખાય;
કારભારીની પાઘડીમાંની આંટીઘુંટીમાં
જેમ જતા અટવાઈ
પ્રતિસ્પર્ધિ ઓ.

એક ઊભો ગિરનાર,
ને એક છે શત્રુંજય,
પ્રતીક આ ઉભય.
તેમ જ નાગરાણી ને રૂડી રબારણ.
માણસો તાકતા હાથી ચડેલા રાજવીને;
અંબાડીની હરોળમાં આવે ઝરૂખો નાગરાણીનો
આંખ રાજાની ત્યાં.
ચણિયે, કપડે આભલા
જાણે નિતનિત નાચ્યો મોર;
ગામને ટીંબે જાય રબારણ,
કંથ ચરાવતો ઢોર;

ત્રાંબાવર્ણી બાઇને કાળજે નંદકિશોર.
ગોપ ને ગોપી. ગોપ ને ગોપી
રાસ રમંતાં વ્હેતું મૂકે વર્તુલ.
સાંજનું કાઠિયાવાડ તે સો ગોકુલ.
[કવિલોક-'૫૯]

-ન્તિલાલ ઓકર

## હવે

હવે ન સહ્યુ જાય મૌન તવ આમ, હે સુંદરી !
રિસાઇ મુજથી તમે, હ્રદયધામ મારા ન્ના
સૂના સહુ કરી, ગયા દગથી દૂર શાને ? કહો

તમે હૃદયબાગમા રસિકતા તણા છોડને
સદાય નિજ હાથથી અમૃત પાઈ મોટો કર્યો
જ્યહીં કળીકળી મહીં સમમૃદ્ધિ મ્હોરી ગઈ !

હવે ફકત એ દિનો સ્મરી ન્મરી રહ્યુ છવવુ ?
રહી ફરી ફરી પ્રમાદી તવ યાદીની ગુજવી ?

[ નવિવેક–'૫૮ ]

★

શાહબાઝ

## પુરાણી યારી

નયનમા આપના સૌદર્યની ઘેરી ખુમારી છે,
નનેનસ તાર છે, હર તાન્મા એકજ મુજારી છે,
અખડિત જ્યોતની હો' આરતી નિશદિન ઉતારી છે,
તમારે દ્વાર તો મારા મમા લાખો પૂજારી છે,
હ્રદય મદિર મહીં એકજ વસી પ્રતિમા તમારી છે

હ્રદયના દર્દનો બીજો હવે ઇલાજ ના કરશો,
અને આયુષ્યની બાકી પળો તારાજ ના કરશો

સુંવાળા શબ્દ બોલી અથુને નારાજ ના કરશો,
થઇ મધરાત જાણી દ્વાર બંધી આજ ના કરશો,

હજુ દ્વારે ઉભેલો એક આ બાકી ભિખારી છે

સકળ ઉત્કાન્તિક્રમ તોડી અનોખી ભક્તિ મેળવવા,
સદા સાંનિધ્યમાં રહીને અનેરી તૃપ્તિ મેળવવાં,
પિસાઇ પ્રેમ ઘેરા રંગની ઉપપત્તિ મેળવવા,
તમારાં મ્હેકતાં ચરણો ચૂમીને મુક્તિ મેળવવા,

ખીલેલી મેંદીએ નિજ રક્તની ધારા નિતારી છે.

કઇ સ્નેગંદરો, કંઇ ઓલિયાઓ વારણે આવ્યા,
તમાપી છોડી દુનિયા પર તમારે કારણે આવ્યા,
મીરા, ચિશ્તી અને મન્સૂર જગને પારણે આવ્યા,
અમે સૂરલોકથી ઉતરી તમારે બારણે આવ્યા,

તમારી ને અમારી કો' પુરાણી એક યારી છે.

ગગનમાં કૂજતાં કો' કિન્નરોનાં સાઝ પૂછે છે,
તમાપીમાં રહેલા યોગીની પરવાઝ પૂછે છે,
સદા ઘૂઘવી રહેલો સાગરે આવાઝ પૂછે છે,
ચડેલા આભ પર પહોંચી કોઇ 'શાહબાઝ' પૂછે છે,

'અહીં આસ્માન છે કે કોઇની પાલવ–કિનારી છે ?

[ સુરાવલ–'૫૭ ]

પ્રહ્લાદ પારેખ

## મોતને જીતવું છે

આપણે મોતને જીતવું છે !
તૂટવું છે, પણ ન ઝૂકવું છે :
આપણે મોતને જીતવું છે !

રાખે જે કેવળ આ કાયાની વાટ બાકી,
તેજને દેતું જે બુઝાવી;

આયખું આખું એવા મોતની સામે ભાઈ !
સામી તે છાતીએ ઝૂઝવું છે ! આપણે૦

હૈયાના ખેતર પર વરસાવે હિમને જે,
મનને તે મારે કોવાડા;

હિમને ખાતરમાં લેવું પલટાવી, ને
કોવાડા-ઘાવથી કોળવું છે ! આપણે૦

દેવી છે જિંદગાની જંગના તે હાથમાં ને
દેવી છે મોતને આ કાયા;

કરવી છે એવી કરામત કે આપણે
એના જ હાથથી જીવવું છે !
આપણે મોતને જીતવું છે !

{ કુમાર–'૫૯ }

# વ્હાલમની વાડીએ

મારા વાલમની વાડીએ રે
એક ફૂલ ખીલ્યુ છે

એની કયાયે કળાયે ના ડાળ રે,
એનુ કયા રે હશે મૂળ!
એક ફૂલ ખીલ્યુ છે મારા

વિના તે ડાળ, વિના મૂળિયે રે
જેવા ખીલે છે સૂરજ ને સોમ રે,
એમ રે ખીલે મારા વાલમનુ ફૂલ,
એ તો ફરકે ને હરખે મારા રોમેરોમ રે
એક ફૂલ ખીલ્યુ છે મારા

ઊગ્યુ છે ફૂલ પેલી વાલમની વાડીએ ને
આવે છે મહેક મારા મનમા રે,
આ રે ધરાયે મારા મોંડ્યા છે પાય
તોયે જાણે ઉડુ છુ ગગનમા રે,
એક ફૂલ ખીલ્યુ છે મારા

એના તો રગ આવે આવે છે ઉડતા ને
છ ટાઇ જાયે મારા અગ રે,
વાણી તે શમણા મારી જાણે છે વાત,
એ તો ચાલી જાયે છે એને નગ રે
એક ફૂલ ખીલ્યુ છે મારા

અથાગાર-૧૯૫૮ ]

# ઘાસ અને હું

જ્યાં સુધી પહોંચે નજર
ત્યાં સુધી બસ ઘાસનો વિસ્તાર છે,
ને પછી આકાશકેરી
નીલરંગી ક્ષિતિજકેરી ધાર છે.

પૃથ્વીના આનંદના સ્પંદન સમાં
તરણાં હલે છે વારવાર,
ના ખબર કે શા સંબંધે
ચર્વ સંગે એક મારો પ્યાર છે.

એ હલે છે આવતાં ધીમો પવન,
થાય છે એવું જ મારા ચિત્તમાંહીયે ચલન.

જોઉં છું વહેલી સવારે એમને,
ને ખુશીથી મહેક મહેકે છે મને.
ઝાકળેથી એ બધાંયે શોભતાં,
જોઈ આંસુ હર્ષકેરાં આંખમાં આવી જતાં!

થાય છે મારી નજર જાણે હરણ,
ને રહે છે ઠેકતી એ ઘાસમાં;
ના છળે છે એક પળ એના ચરણ.
સ્પર્શતો એને નહિ,
ને નજાકત તોય એની
અનુભવું છું મન મહીં!

ને બપોરે હેમશા તડકા તણુ,
ને હરિત એવા ઘામનુ થાયે મિલન.
આભનુ, ધરતીતણુ એ બેઉ માહી
લાગતુ કે મન મળ્યુ,
જોઈને એ કયાકથી મુજ દિલ મહીં
આનદ કેરુ મધ ગળ્યુ!

સાજવેળા તેજ, છાયા, ઘાસ સૌ
સાથે મળીને ખેલતા,
સાદ પાડી ચિત્તને મારાય સગે લઈ જતા
એમના એ ખેલને જોઈ રહું,
ને હર્ષપુલકિત થઇ જઉ
પુલકને એ જોઈને લાગે મને
કે ઘાસ જુદે રગ મારે અગ
નાનુ રૂપ લઇ વ્યાપી રહ્યુ!

કેવી અહા આ મનતણી છે સાધના!
વા નેહની એને કહુ આરાધના?
કે જોઉ જેને બા'ર
તેને અગમા ને અતરે હુ અનુભવુ!
રે સ્વપ્નમાયે ઘાસનુ એ ચહુ દિશે
સુખદ એવુ જોઉ છુ હું રૂપકડુ

[સરકૃતિ-'૫૯]

રાજેન્દ્ર શાહ

## ફેરિયો અને ફક્કડ

ફેરિયો : એજી મેરો અવલ હુઓજી કાચ !
અખળડખળ નહિ રેખ આપનું રૂપ જુઓજી સાચ !
સાચ મેરો અવલ હુઓજી કાચ !

ફક્કડ : મેં હું ફક્કડલાલ માહરો અજબ રેશમી રાગ,
મખમલરી મોજડિયાં, પીતી મલમલ, કસબી પાગ,
તાવ મૂછનો લાવ નિહારું, દામ માગણો માગ;
માહરો અજબ રેશમી રાગ.

ફેરિયો : બડે બડે ભડ ગયે ગુમાની શાહ સિકંદર સાર,
ગાંઠ ખુલી ગઠરી હૈ તેરી ?–હૈ કિતનો કલદાર ?

ફક્કડ : નગદ ખગદરી બાત છોડ મૈં જાત જોઉં આકાર,
દેખ્યો ચાખ્યો નહિ, ન ઈનકી કોઈ મંડી બાત્તર:
જાત મેં પ્રથમ જોઉં આકાર.

ફેરિયો : અતલસ ઢાંકણ દૂર કિયો જી, કીજિયે કુછ દરિયાફ઼:
નિરખત હરખ ભયોજી ઉનકો દામ હોઇગો માફ઼;
અરે ક જી ગભરાય આકુડો ? કયું ધડકન ? કયું હાફ઼ ?
સાચ મેરો અવલ હુઓજી કાચ !

ફક્કડ : ગલત કાગ કુછ દિયોરી, પંજર પૂર્યો ઈધર હૈ બંદર !
આંખ ઉલાળે ચડી, અછાડ પછાડ઼ પૂંછનું લંગર !

રંગ રંગરૈ અંજન અંજિયો, નિરમળ અબ હૈ નેણ;
એક બાર અબ દેખ ફરી, મેરો સુન લે આખિર વેણ.

ફક્કડ : નીલ ગગન હૈ

ફેરિયો : ઔર

ફક્કડ : શ્વેત બદરી ઉત્તરમેં જાતી,
દૂર ધુસર પર્વત, સરિતા કલકલ જલમેં લહરાતી:
કાનન હૈં, તરુ કુંજ,....કુંજમેં ઘટાદાર હૈ પીપર,
ડાલ ઉપર દો વિહંગ–એક જ ફલ ચૂગનકો તત્પર!

ફેરિયો : ઔર

ફક્કડ : ઔર નહિ કછુ....
કાચ હૈ ઝલમલ એક ન એબ;

સબકો રંગ રૂપ હૈ સુંદર, મુખ મેરો હૈ ગેબ!
ગાયબ તો મૈં ભયો....

ફેરિયો : એજી મેરો અવલ હુઓજી કાચ!
અખળડખળ નહિ રેખ આપનું રૂપ જુયોજી સાચ!
પલપલ મુખડું બદલ બદલ નખરાળ કરેજી નાચ!
સાચ મેરો અવલ હુઓજી કાચ!

[કવિલોક–'૫૭]

એકાન્ત એકલ એને સંગ-રંનયન
ગતિ કરે છે ચરણ.
પદે પદે પૃથ્વીથકી પર
જનપદ કુંજ સહુ બને બિંદુલીન
અભ્રપુંજનું યે અવ નિમ્ન આવરણ....
ત્યહીં
ધવલ તુહિન રંગ ધરે છે કષાય
ક્યહીં નીલ ઝાંય:
તેજોમય શાન્ત – આત્મલીન – વર્ણું કેરું
અપ્રતિમ પાર્વતી લાવણ્ય!
હૃદ્રિરમ્ય....
ત્યહીં
નિમેષ વિહીન નેત્રથકી સરી જાય હિરણ્મય અભિધાન
કેવલ પ્રકાશ ભાસમાન
નહીં અદ્રિ, નહીં કેડી નહીં મુજ દેહ;
અસ્તિ અરુ ભાતિ અસંદેહ.
સહુ ઓર થકી શ્રુતિહીન કોઈ ધ્વનિ
કોઈ આનંદ ગુંજન!
શિશુ કોલાહલ
કને આવી ઊભો સતુ કહે:
'બાબા, જુઓ મારું માટીનું આ ઘર.'
અન્ય બાજુએ રાજેશ: 'કાગળનું મારું આ વિમાન'
મેજની આ પાર ઓક ખૂંધ કરી ઊભો ત્રિલોચન
નીરખી રહેલ નિજ લોહપત્તી કેરું અગ્રયાન.

અવશેષ કોરીતણું પાન કરી રહું ત્યહીં
વદંત રાજેશ: 'કહો બાબા, કિયું બેશ ?'
એજ પ્રશ્ન રમી રહે અન્ય બેઉ બાળકને વેશ.
સહુને સ્વકીયનું મમત્વ.
'નાનું તોય ઘણું મને ગમતું આ ઘર.'
સતીશ પ્રસન્ન.
'પેલા ચંદ્રતારકના લોકમહીં લઇ જશે તારું
આ વિમાન ?'
હર્ષને આવેશ કહે રાજુ: 'બાબા,
બાને ને બધાંને લઈ આકાશગંગાને ઘાટ કરું ઉતરાણ.'
માર્ગમહીં અકારણ આવે કંઇ વિઘ્ન
મળે દસ્યુદલ
મચી રહે ભીષણ દંગલ
તે વેળ આ અસ્ત્રથકી ભેદાય સમગ્ર અવરોધ
થાય પરિત્રાણ....'
તેજ વિકીરંત ત્રિલોચન.
રસોઇઘરથી ત્યહીં ગૃહિણીનો આવે ટહુકાર
નિરાધાર મેલીને વિવાદ
નિજ વસ્તુ લઇ સદ્ય દોડી જાય બાળ.
ત્રણ થકી ભર્યું ભર્યું અત્રિનું આંગણ !
નિબિડ અરણ્યમહીં એકાન્ત કુટિર
ને હું લીન નિજને સ્વભાવ
પરિચર્યા કરંત પ્રકૃતિ....
ત્યહીં અતીન્દ્રિય ને અકાલ
રૂપ ધરી રમી રહે ગુણને ત્રિતાલ.

અતીને
સાંપ્રતે
ભવિતવ્યે
વિવર્તને એ જ ગતિશીલ
ક્ષણુક્ષણુને આધાર આવિર્ભાવ પામે ચિરંતન
ઉષ્માભર્યા અભિનવ રૂપને સૌંદર્ય....
વાતાયન થકી ત્યહીં સ્પર્શ કરી રહે બાલરવિનું કિરણુ
બકુલતરૂની ડાળપર ઝૂલી રહી
ભર્યે સૂર બોલે ઝીણું બુલબુલ
સુનીલ લાવણ્યમહીં આનંદની રેલી લાલ ગાંય
હસી રહે સદ્યજાત કિસલય.

[ કવિલોક–'૫૮ ]

★

## મારું ઘર

: સ્રગ્ધરા :

ખુલ્લાં આ ખેતરોની ઉગમણી ગમ જે દૂર દેખાય કુંજ
એમાં અશ્વત્થ-ટોચે ફરકત ધ્વજ ત્યાં બાજુમાં લાલ નેવે
છાએલું, સ્વર્ણ તેજે અનુપમ સુષમાનો ધરી સાન્ધ્ય રંગ,
જેની મેડીની બારી અહિં લગી નજરૂં ઢાળતી રે' સનેહે,

તે મારું કાળ–જૂનું ભવન; નિખિલ આ કેન્દ્રથી વિસ્તરેલું:
એની સર્વત્ર, જ્યાંજ્યાં ગતિ મુજ ત્યહિં, રેલાય છાયા અદીઠ.
'શ્રેત્રે સંકલ્પ કેરાં અગણિત કંઈ જે બીજ વેરેલ તેનું
કૉળેલું સ્વપ્ન જાણે અનિમિષ દગ માંડી નિહાળે વ્યતીત!

ને આહીં સૂર્ય, ઝઝા, જલ, જીવ, વનના ફાવનો જે અનત
મેળો જામેવ તેના ઋતુ મમ રમતા નિત્ય કોલાહલેય
એનો ગુજત ઝીણુ અરવ શ્રુતિ તણો અતરે શાન્તિમત્ર,
જેના આનદછદે મન મુજ અનુસધાનમા રે' સદૈવ
હાવા ગોધૂલિ-વેવા દ્રુત દ્રુત રવ-દોણી ધરે દૂધ-સેર
ચાલો એ ઘેર, ઘેલા પવનની અડતી અગને ઠડી લ્હેર!

[કુમાર-'૫૮]



નિરજન ભગત

## મધ્યાહ્ન

માયાવીનગરીમા તે હશે અશક્ય શુ કશુ?
વીંઝે જ્યા રાત ને દહાડો જાદુઈ કોઈ ફૂક શુ!
સૃષ્ટિ આ સપ્તરગી જે સોહે છે ઇન્દ્રજાલ શી,
નશો જ્યા ઓસરી જાતા ખોવાતા મસ્ત ખ્યાલ શી,
ઘડી પ્હેલા હતું જે કે એનુ ના ચિહ્ન આ ઘડી,
ક્ષણો બે સાધતી જાણે તૂટી ગૈ કાળની કડી,
અને સૌ આ ક્ષણે લાગે વજ્ર શુ દૃઢ જે નર્યું,
જૂઠું બુદ્બુદના જેવુ મિથ્યા ને છલનાભર્યું,
અને આ ક્ષણની પૂઠે સૃષ્ટિ તે શીય રૂહે રમી?
અકલ્પ્યા આવનારા કો હવેના સપના ભમી,
મણા પક્ષાઘાતે શુ ગાત્રેગાત્ર રહી જતુ,
છી સૌ હિમના જેવુ ઓગળીને વહી જતુ,

હમણાં એકઠું થૈ સૌ એકત્વે આકૃતિ ધરે,
પછી વિચ્છિન્ન થૈ છૂટું તૂટું તૂટું થતું ખરે;
હમણાં જીવતું જેના અણુયે અણુ સ્પંદતા,
પછી સૌ મૃત્યુની મૂર્છા આણે આલસ્ય મંદતા,
હમણાં રંગબેરંગી પરી કે અપ્સરા રમે,
પછી સૌ ભૂતના જેવું સ્મશાને ભમતું ભમે;
વિચિત્ર વર્ણની લીલા, આકારો સ્થિર ના થતા,
રહસ્યો કૌતુકો કેવાં એકે એકે અહીં છતાં;
આવાં તો કૈંક મધ્યાહ્નને દશ્યો દીસે ઊંઘાયતાં,
ખોળા સૌ પંથ ને જ્યારે પવનો પાતળા થતા.
જિપ્સી મધ્યાહ્ન વેગીલો મુઠ્ઠીઓ દઢ વાળતો,
દીર્ઘ કે શ્વાસ લેતો ને દૃષ્ટિથી સર્વ ખાળતો
ઓચિંતો સ્તબ્ધ ને મૂઢ ચોંકયો, થંભ્યો, ઠરી ગયો,
રોપાયો ભોંયમાં દીસે, ફાટી આંખે ફરી ગયો;
ભાવિ આ શ્હેરનું એણે જોયું કે શું અચાનક?
કવિની દૃષ્ટિથી જોયું એવું તે શું ભયાનક?
કંપતો અંગઅંગે શું એથી સિક્ત જ સ્વેદથી.
'આવતું વાદળું દેખી' નાંખે નિઃશ્વાસ ખેદથી?
કે પછી હાથ માથે જ્યાં મૂકયો સ્ટ્રોહેટ ના જડી?
કોની તે ફૂંકથી ઊંચે આકાશે એ ગઇ ચડી?
વાયુ તો સડકો વચ્ચે ચત્તોપાટ પડયો હવે,
હુક્કીયે ખાય .ના., ખાંસી, નિદ્રામાંયે નહીં લવે;

એથી તો વાયુનોયે ના પડછાયો અહીં પડે,
જુવે છે આમ ને તેમ શોધ્યુ કોઇ નહીં જડે
રંકના ભાગ્ય શી સૂની, લાબી આયુષ્યના સમી
પહોળી આ સડકોને નીચે જે ના કદી નમી
ભૂખરા પથ્થરોની આ અર્માંરી સૌ ઇમારતો
છાયાથીયે નહીં સ્પર્શે, રખે ઝીલે ન ભાર તો!
એથી તો સર્વ છાયાને પાયામા નિજ પૂરતી
જાણે ચાલી જવા બીજે સંકોચે હોય ઝૂરતી
જુવે છે દૂર તો જાણે દિશાઓ સર્વ ભીંસતી,
કાજી પીને પડી કોરી કેવી અકકડ દીસતી
જુવે છે આભ તો નીલુ લીસુ પ્લાસ્ટિકનુ નર્યું
પંખીનો કયાય ના ડાઘો, લીંપેલુ, સ્વચ્છ નીતર્યું,
કરચલી અભ્રની છે ના, અશ્રીબંધ, ન ભાગતુ,
છતા આશાવિહોણા કો હૈયા શુ શૂન્ય લાગતુ
જુવે છે દશ્ય ને સ્થિર શાતિ ચોમેર રહે દમી,
ગ્રંથના પૃષ્ઠ પે જાણે છાપેલી પંકિતના સમી,
વચ્ચે વચ્ચે જરી જે આ ટ્રામ કે બસ આવતી.
લાલ પેન્સિલની લીટી તાણીને ઉપસાવતી
સ્ટેન્ડપે એક આ ટેકસી આવીને અહીં કયાકથી
કયારની કોણ જાણે કે હાંફે છે બહુ થાકથી,
પોસ્ટરે ચીતર્યાં માત્ર રીગલે બે જ માનવી,
મમી છે એ જ સૂતેલી મ્યુઝિયમેય, ના નવી

કાઈંમાં સામસામા બે અરીસા નિજને લહે,
શૂન્યત્વ એકબીજાનું અનંતે વિસ્તરી રહે.

ક્ષણો આ સૂર્યથી સજ્જ વેશ્યા શી–જે અહીં ફરે,
લટારો મારતી શોધે ઘરાકો પગથી પરે.

જડે ના માનવી એકે, ગયા ક્યાં સહુ આ સમે?
સ્વપ્નની સિદ્ધિની કાજે આશાની સૃષ્ટિમાં રમે,

કચેરી કારખાનામાં સુધ્ધાં જ્યાં નિત્યનાં મચે
કાળને જીતવા કાજે કર્મના વ્યૂહ કૈં રચે.

રહસ્યો કૌતુકો આવાં છાનામાનો લઈ જતો,
જિપ્સી મધ્યાહ્ન વેગીલો ફરી પાછો વહી જતો

[સંસ્કૃતિ-'૫૯]

★

## ફરવા આવ્યો છું

હું તો બસ ફરવા આવ્યો છું!
હું ક્યાં એકે કામ તમારું કે મારું કરવા આવ્યો છું!
અહીં પથપર શી મધુર હવા
ને ચ્હેરા ચમકે નવા નવા!
—રે ચહું ન પાછો ઘેર જવા!
હું ડગ સાત સુખે ભરવા અહીં, સ્વપ્નમહીં સરવા આવ્યો છું!
જાદુ એવો જાય જડી
કે ચાલી શકું બે ચાર ઘડી
ને ગાઈ શકું બે ચાર કડી
તો ગીત પ્રેમનું આ પૃથ્વીના કર્ણપટે ધરવા આવ્યો છું!
હું તો બસ ફરવા આવ્યો છું!

[મહેશ-'૫૭]

લાવો તમારો હાથ, મેળવીએ
(કહું છું હાથ લંબાવી)।
કહો શું મેળવી લેવું હશે મારે ? તમારા હાથમાં તો કેટલું યે-
ધન હશે, સત્તા હશે, કીર્તિ હશે....
શું શું નથી હોતું તમારા હાથમાં ?
મારે કશાનું કામ ના,
ખાલી તમારો હાથ....
ખાલી તમારો હાથ ?
ના, ના, આપણા આ બેય ખાલી હાથમાં યે કેટલું છે
આપણા આ હાથમાં ઉષ્મા અને ધડકો-
અરે, એના વડે આવો, પરસ્પરના હૃદયનો ભાવ ભેળવીએ,
અને બિનઆવડત સારું નઠારું કેટલું યે કામ કરત
આપણા આ હાથ કેળવીએ !
અજાણ્યા છો ? ભલે !
તો યે જુઓ, આ હાથ લંબાવી કહું-
લાવો તમારો હાથ, મેળવીએ !

[સંદેશ-'૫૭]



બાલમુકુન્દ દવે

## સોનચંપો

રંકની વાડીએ મ્હોર્યો સોન રે ચંપાનો છોડ:
અમને ના આવડ્યાં જતન જી !

ઊંપર અમ ભોમકામાં શેનાં રે ગોઠે, જેનાં
નંદનવન હોય રે વતન જી!

વજ્જરની છાતી કરીએ, તોય રે દુલારા મારા!
ધીરે જીવન કોરે ઘાનાં ઘારાં જી!

કુવાને થાળે જેવા કાચી કેશ દોરડાના—
થોડે થોડે લાગે રે ઘસારા જી!

ડૅરા રે ચડે ને જેવો ભમતો અંધારે પન્થી
ગામની ભાગોળે સારી રાત જી!

ઘરની ઓસરીએ તેવી, ડેબાં રે ખાતી તું વિણ
બાવરી બનેલી તારી માત જી!

બાવળની કાંચ્ય જેવી ભવની ભુલામણીમાં
આ રે કાંઠે ઝૂરે મા ને તાત જી:

સામે રે કાંઠે તારા દૈવી બગીચા બેટા!
વચ્ચે આડા આંસુના અખાત જી!

[કુમાર-૧૯૫૭]

★

## પુનર્મિલન

૧

જુદાં પડયાં!
લાંબે ગાળે આજે ફરી મળ્યાં!
રોમે રોમે કર્યો મિલનનો હર્ષ!
ઉપવને—

કુસુમકલિને જેવો માઘ-અનિલનો સ્પર્શ !
આપણ તે કેટલાંક વર્ષ
વિખૂટાં ભમ્યાં રે વિધિવશ !
આજે વળી મળ્યાં ઘડી અચાનક
આપણા પુરાણા પેલા મિલનને સ્થાનક
વિવશ હૈયાંની કશી સ્થિતિ !
નસેનસ ઉષ્ણ રક્ત રૂપે વહે રતિ !
ધબકારે ધબકારે થઈ રહી છતી
એની તરલ ચપલ મીનગતિ !
આપણી ન વાત કદી ખૂટે !
તોયે પ્રિય ! આજે કેમે કર્યાં જોને
મૌનતણા બંધ નહિ તૂટે !
પ્રેમની ગિરાની ઝીક
કેમ કરી જીભ ઝીલી શકે ?
આપણી તે નજરેના વેલમોગરાને પ્રિય ?
વાચાકેરા ફોરા ફોરા ફૂલ ફૂટે !
ભાવથી ભરેલી કણેકણ -
કેવી સરી રહી ક્ષણેક્ષણ !
મૌનકેરી વ્યંજનાથી સભર ભભર
દઢ કેવા તારા બિડાયેલા અધરે અધર
જેવા વરસ્યા પહેલાંના જલધર !

૨

આપણ બે મૂક :
વળી મૂગો તટ !

મૂગાં વહે સરિતનાં નીર
પશ્ચિમક્ષિતિજે હજી હજી વિલોપાઈ રહ્યાં
સિન્દૂરિયાં સાન્ધ્યચીર !
હવાનો હિલ્લોળો એક :
અને જોતજોતામાં તો
છેલ્લા તેજકિરણની લોપાઇ લકીર !

ઘન અંધકારે ડૂબી ટેકરીની ટોચ, અને
ઝડપથી ઝાંખી થઈ અડાબીડ વનરાઈ।
નિજ નિજ નીડ ગયાં પંખી યે લપાઇ, વળી
વાર હજી શરૂ થવે તમરાંની શરણાઇ !
પડી ગયો સોપો બરાબર !
ધબકી રહેલાં માત્ર
આપણાં બે ઉત્કેરા સ્પંદનસહારે સખિ !
સ્તબ્ધતાનો શ્વાસ થતું બચી ગયું ચરાચર !

—અને અણધારી ત્યહીં
ચોદિશ ભીંજવી રહી
આષાઢના મેઘતણી ઝીણી ઝીણી ઝરમર.

બચવાને મેઘખુંદથકી સે'જ સરકીને
આપણ બે ઊભાં પ્રિય ! કદંબના ઝૂંડ તળે :
લાગણીનો પારો કશો ચડે–પડે !
. ઊભવાની ઇચ્છા થાય અડોઅડ !
તો ય જાણી જોઈ રાખ્યું વચમાં કદંબ થડ !
વધી રહ્યો અંધકાર !

જલધાર તણો ધીરે ધીરે વધી રહ્યો વેગ :
તનુમુખિ ! નીતરતી નેહ તારી દેહલતા

છતી થાય વારેવારે
તડિતને ચમકારે !
આજે અળવીતરી રહે !
અંબોડે તેં શીદ ધર્યું
મને જે અતીવ પ્રિય
પેલું પોયણીનું તાજું ફૂલ !
અને શીદ અંગ ધર્યું
નારંગી રંગનું પેલું રેશમી દુકૂલ !
લાવણ્યની કવિતા શી
અંગ અંગ થકી રહી નિરઝરી !
એમાં વળી હવાની ભીનાશ ભળી
ઉમેરતી એક કડી !
આખર તો માનવ હું :
પ્રયત્ન છતાં યે કદી બની જાઉં પરવશ !
અતીવ અદમ્ય એવી
વૃત્તિઓને કેમ કરી રાખું વશ :
એમ થાય—
લાવ તારા પાલવનો અંગુલિથી
કરી લઉં જરી સ્પર્શ !
એમ થાય—
લાવ ઠીક કરી દઉં, વેણીનાં શિથિલ ફૂલ
તને જેમ અનુકુલ !

નહીં નહીં !
મન મારા, બેસો હેઠ !
હવે જૂઠી મૂકી દિયે। ઊઠવેઠ.
નહીં નહીં;
કદી નહીં હવે બને ઊભવાનું અડોવડ
વચમાં સત્તગપણે રાખેલું કદંબ-થડ.
વિધિએ વછોડયાં જ્યારે,
આપણે વિખૂટાં પડ્યાં શપથ લઈને ત્યારે.
—તે ઘડીથી આજ લગી
નિરજન વન હો કે નગરનિવાસ:
સંયમની પાળ નથી તોડી કદી—
આપણે જે મથી મથી બાંધી પ્રિય !
વૃત્તિઓની આસપાસ.
આજે કેમ લોપાય એ
મરજાદરેખ હવે ?
પ્રેમ એ તો ખડકની ધાર
અવિચારી એક ડગ આગે ભરો:
ફાડી મુખ ઊભી રહી—
પતનની ખીણ પારાવાર !
સમાલીને, વિવેકથી
એક ડગ પાછું ભરો:
બચી ગયા જાન !
બચી ગયાં પલેપલ થતાં પરેશાન !

(૬૩)

અઢયે જતાં ખડકની ધારે ધારે....
એ જ પથે, વટાવીને દેહની દીવાલ કદી,
ક્ષણેક્ષણ લુભાવતા
પ્રેમકેરા સ્વર્ણમત્સ્યતણું પ્રિયે
સાચું લેઈ શકશું નિશાન!
જેમાં રહી નિજની, ને
જગનીયે ભેગી શાન!
ચલો પ્રિય!
મેહુલાની ધીમી પડી ધાર!
વાદળીનું મ્યાન ખસી જતાં જુઓ
કેવી પેલી ચમકતી ચંદ્રની કટાર?
અનાયાસ સરી પડી
પ્રિયા—કંઠથકી મૃદુ ગીતકડી:
રણકી ઊઠી શું જાણે વિચિત્ર વીણાની મીંડ!
વનપ્રાન્ત રચી રહી સુધામય સ્વરપિંડ!
હવાના હિલોળા સાથે
માથે ઝૂકી કદંબની ડાળથકી
એકાએક પંખીડાં બે
પાંખ ફફડાવી પાછાં
બીજી ડાળે જઈ ઠર્યાં:
—અને અમે ધીરે ધીરે ડગ ભર્યાં....
લાંબે ગાળે આજે ફરી મળ્યાં!
ફરી પછાં જુદાં પડયા!
[ કુમાર—’૫૯,

# આપણી ગતિ

કઇ બાજુની છે આપણી ગતિ ?
આપણી એટલે
ન કેવલ ગુજરાતની કે ભારતની;
હવે તો—
વિચારવાનું છે સારી માનવજાત વતી.
દુનિયાની
આમ તો ખાસ્સી દીસે છે પ્રગતિ !
છે બધું ટિપટૉપ !
ખામી ના રતી !
કહેવાનું છે ના કશું મજાવટની ફાવટમાં !
સોફાસેટ, રેડિયો ને ફૂલદાન,
ટેબલ–લેમ્પ, ફેન બે ઇલેક્ટ્રિક ફેન :
બધુંયે સુવ્યવસ્થિત !
કશુંયે ન આવતું હડફટમાં.
—અને લોભિયા બિચારા
પેલા પૂર્વજોના કરતાં
આપણે ઘણી ઘણી કીધી છે પ્રગતિ
પડદાની બનાવટમાં !

છતાંયે—
પડદો ખસેડીને પ્રવેશતાં અંદર
શાને પૂછતું હશે મનનું બંદર :
કયાં આવી ચડ્યા આપણે :

પ્રગટેલી મહામૂલી સંસ્કૃતિની
ક્યારય મળશે ખરી ચિરંજીવ સલામતી ?
મોડી રાતે—
ગોબાયલા વાસણને ટીપે જેમ કંસારો
એમ—
મો સો હથોડીની શિરોવેદના સાથે
પડતો હું પથારીમાં,
સૌ ગયું જંપી !
રાત્રિના નીરવ એકાન્તમાં
માત્ર બે જ રહ્યાં કંપી :
હૈયું ને ઘડિયાળ !
'ધબક......ધબક !
કટ ...કટ !
ધબક કટ !'
[ સંસ્કૃતિ-'૫૯ ]



વેણીભાઈ પુરોહિત

## શૂન્યનો ઉન્મેષ

રાત મેઘલી સ્વસ્થચંચલા, નિબિડ ગભીરા,
ઘનઘન એકાકાર....
નહિ તારક કે નથી ચન્દ્રમા, નહિ વિદ્યુત-ચમકાર:
નિરાલમ્બ નયનોને મળતો નથી કશો આધાર;
ગગનમાં ઘનઘન એકાકાર
અને મુજ તનમન એકાકાર.

નીલ ગગન નિર્મમ ને નિર્ભર,
અને ક્ષિતિજ પેલી જાણે કે હદ-અનહદનું દ્વાર :
દિશાશૂન્યતા ગાઈ રહી છે. કેવું ગર્ભિત ગીત!
એ ગુંજનથી અસ્તવ્યસ્ત મન કેવું છે ભયભીત?
કલેજે કંપ-કંપના અવલનવલ આકાર :
નિરાલમ્બ નયનોને મળતો નથી કશો આધાર.

ચારેકોર ગહનનો ઘેરો....
ચકિત, થકિત ઉદ્વિગ્ન અવાચક મન મારું ગરકાવ,
નથી રઞ્યતા આજ હ્રદયમાં, અને નથી કૈં રાવ.
નહિ અસ્તિત્વ તણી અનુસ્યૂતિ,
અનસ્તિત્વની નહિ અનુભૂતિ
સ્થૂલ દેહ જાણે કે વિગલિત,
સૂક્ષ્મ દેહ ના દીઠો બિમ્બિત,
નથી કશો યે ભાર લાગતો, નથી કશું નિર્ભાર :
નિરાલમ્બ આ મનોનયનનો શૂન્ય સકલ વિસ્તાર.

આ ઝરણુ રમ્ય, આ સરિત સૌમ્ય,
આ અનિલલહાર, આ તુંગ શિખર,
આ સિન્ધુ ગર્જના ઘેરી....
જન-વન-પશુ-પંખી, સચરાચર એક પ્રાણ પલકાર
બધો આ સરવાળો લાગે છે શાને મુજને ભાગાકાર?
નિરાલમ્બ નયનોને મળતો નથી કશો આધાર.
સ્વજનોની ભાવુક આસક્તિ,
પ્રિયજનની ઉષ્માંકિત ભક્તિ,

અને વિશ્વમા વિવાય સૌની સાવ વિરક્તિ—
મમોહક શો પ્રતીત થાતો સ્વપ્નભર્યો સચાર!
નિરાવમ્બ આ મનોનયનનો અકલ શૂન્ય વિસ્તાર

સ્થિતિ ગતિ કાવ અને લયથી જે
દીસે સમાવૃત, દીસે અનાવૃત,
એવા કવિત છતા અકવિત આ
અનુભવ કેરો કેવો છે આશ્લેષ!
સ્તબ્ધ તરંગિત મૌન, મૌનનો નિગૂઢ પદઝકાર
નિરાનદ આ મનોદશા,
કઇ કગી ને હવુ ચહે પામવા સ્વપ્ન-સત્યનો પાર
નિરાવમ્બ નયનોને મળતો નથી કશો આધાર.

દિશાશૂન્યતા ડગી રહી છે, અમી ગ્હ્યો અધાર,
હુ લાગુ છુ મભાન મુજને શૂન્ય દીસે સાકાર
હુ રૂપે છે કોક તત્ત્વ,
જે નથી અદેહી, નથી સદેહી,
નથી કશો આરભ સૂઝતો નહિ ઇતિનો આભાસ
અનત કેવુ વ્યાપ્ત અગોચર આ કેવો અણસાર!
નિરાવમ્બ આ મનોનયનનો શૂન્ય અકલ વિસ્તાર

ત્યા ઓચિતી ઘનગર્જનથી,
વિદ્યુત્‌રેખાના નર્તનથી
તૂટી તન્દ્રા અને હસ્યા કો પ્રગટી ચન્દ્રા,
એ શ્રુતિએ મુજ પચ પ્રાણમા દીધો પુનિત પ્રવેશ—
અને કહ્યુ કે—

શાને થાય ઉદાસ અરેરે શાને બને હતાશ ?
શૂન્યમહીં ના શૂન્ય,
શૂન્યમાં સભરભર્યો અવકાશ
ને અવકાશમહીં અભરભર મબલખ મંગલ આશ :
શૂન્યનો શૂન્ય નથી અવશેષ,
શૂન્યનો અભિનવ છે ઉન્મેષ.
[સંસ્કૃતિ-'૫૯]

★

## સંત

હે મન, બની જશે તું સંત,
તને તો મળી જશે ભગવંત.

રાગ-દ્વેષનો રંગ જ કાચો મિથ્યા સ્વારથ-બોજ,
તપસીને તપમાં શીતલતા, પ્રસન્ન અનહદ હોજ :
—સાધના-પંથક સદા અનંત....હે મન....

આંખ છતાં પણ જગત બને છે ખલમાયામાં અંધ
આંખ મીંચી જોગીજન સાધે સુરતાનો સંબંધ :
—સંતને નહિ આદિ, નહિ અંત....હે મન....

ફૂલ અને ફોરમ જેવા છે સમરથ સતિયા લોક,
ફૂલ જશે પણ ફોરમ રહેશે જગને મઘમઘ ચોક :
—સાધુજન પરમારથના પંત....હે મન....

મન વારે તે માનવ મોંઘો, મન મારે તે સંત,
મારણ-તારણ રસાકસીમાં લખ તૃષ્ણાના તંત :
—તંતને તોડે કોક મહંત....હે મન....

[ગ્રંથાગાર-'૫૭]

## રંગડો

કોણે તે રંગડો રાખ્યો
માણીગર ! કોણે તે ઢોળી નાખ્યો ?
કે રંગડો મેંદીમાં મલકાયો :
કે રંગડો કેસૂડે છલકાયો.

રંગાય તેનાં રૂદિયાં રાજી ને રાજી તે થાય રંગનારાં;
અરસપરસની મર્માળી આંખમાં મોજીલાં બંદર-બારાં :
કોની તે પાઘડીએ પીધો
માણીગર ! કોની તે ચૂંદડીએ ચાખ્યો ?
કે રંગડો મેંદીમાં મલકાયો :
કે રંગડો કેસૂડે છલકાયો.

કાથો કેવડિયો ને ચૂનો કેસરિયો, સત-શૂરી સોપારી;
પાનના બીડાં ઝડપી લેતાં વિરલાં પુરુષ ને નારી :
તરસ્યાંએ રંગડો રાખ્યો
માણીગર ! વરસ્યાંએ ઢોળી નાખ્યો :
કે રંગડો મેંદીમાં મલકાયો :
કે રંગડો કેસૂડે છલકાયો.

કોઈ રંગે છે તન-મન-જીવન, કોઇ રંગે છે વાઘા;
કાચા-પાકાના અધકચરા ઓરતા રહેતા અભાગિયા આઘા :
રાધાએ રંગડો રાખ્યો—
માણીગર ! પિંગલાએ ઢોળી નાખ્યો—
કે રંગડો મેંદીમાં મલકાયો :
કે રંગડો કેસૂડે છલકાયો.

[ સંસ્કૃતિ-'૫૯ ]

પ્રિયકાન્ત મણિયાર

## છેલછબીલે છાંટી

છેલછબીલે છાંટી મુજને છેલછબીલે છાંટી,
નિંતના શ્યામલ જમુનાજલમાં રંગ ગુલાબી વાટી....છેલ૦

અણજાણુ અકેલી પડી રહી હું મૂકી મારગ ધોરી,
કહીં થકી તે એક જડી ગઈ હું જ રહેલી કોરી,
પાલવ સાથે ભાત પડી ગઈ ઘટને માથે ઘાટી....છેલ૦

શ્રાવણનાં સોનેરી વાદળ વરસ્યાં ફાગણ માસે;
આજ નીસરી બ્હાર બ્હાવરી એ જ ભૂલ થૈ ભાસે,
સળવળ સળવળ થાય ઉરે જ્યમ પ્હેલી પ્હેરી હો કાંટી....છેલ૦

તરબોળ ભિંજાણી થથરી રહી હું કેમ કરીને છટકું ?
માધવને ત્યાં મનવી લેવા કરીને લોચન લટકું.
જવાં કરું ત્યાં એની નજરની અંતર પડતી આંટી....છેલ૦

[ મુડા–'૫૭ ]



## અશબ્દ રાત્રિમાં

મટૂકીને
જાણ કશી ન થાય
સૂતેલ એવાં જલને જગાડયું,
બ્હીતાં બ્હીતાં મેં;
જરી થોડું પીધું,

પીધા પછી પાત્ર વિષે વધ્યું તે
ઢોળી દીધું મધ્ય અશબ્દ રાત્રિમાં;
મજલેથી ત્રીજે
તે તો વહ્યું છેક જતાં જતાં તળે
ધીરે ધીરે પાઈપમાં લપાયલી
હેમંતની શીતલ શાંતિના સ્વરો
જગાડતું
જપી ગયું ક્ષણોમાં

[ સંસ્કૃતિ-'૫૯ ]



## એ એટલી ઠંડી હતી

એ એટલી ઠંડી હતી મધરાતની,
પડખું ફેરું ત્યા તો પથારીની ઠરેલી કોર અડતાં
જાગી જતા હું જોઉં
પડદો ફફડતો,
બારી ગ્હેલી અધખૂલી,
થોડી ઉઘાડી એ વધારે જોશથી જ્યાં બંધ કરવા જાઉં
ત્યાં—
મુજને નિહાળી આટલા તૂમસામ સૂતા શહેરમાંથી
કેટલા પ્રહરો થકી તે
કોઈનીયે ગહ જોતો
આભના થોડાક કટકાની ઉપર
ઠુંઠવાઇ ગયેલો ચંદ્ર ઉકયો,

ચાલતો, થથરી રહ્યો, મારી ભણી:
'થોડી જગા ઘરમાં તમારા હોય તો—
આજની આ રાત મારાથી હવે
ઝાઝી કઢાશે ના અહીં!'
હું આ બધું સમજ્યો ન સમજ્યો ત્યાં ત્વરામાં
ઉંઘમાં શા જોશમાં કે કોણ જાણે કેમ—
બારી બરાબર બંધ થઈ ગઈ
[સંસ્કૃતિ]



હસમુખ પાઠક

## જાઉં આગળ ?

આંખનો ટેકો લઈને, કાનથી ભાંખોડ ભરતાં
ઘાસ લીલું (ઇશ્વરે ખોળો હુંફાળો પાથરેલો હોય) તેમાં,
સૂર્યના શબ્દો સમજવા પગ અડાડી,
સરકતું અહીં (બાગના આઇન્સ્ટાઇનના
ધોળા ફરકતા વાળ જેવાં, ને વળી
ગાંધી તણા રાતા ટપકતા રક્ત જેવાં) ફૂલ વચ્ચે
મન,
ઘડીભર સૌરભે લચકાઇ, કૂદી
દૂર દરિયે ઘૂઘવાતું જ્યાં હૃદય
ત્યાં સૂર્યને ખોબો ધરીને એમ પૂછે,
જાઉં આગળ ?
[સંસ્કૃતિ-'૫૭]

–ની આંખમાં આકાશ—
(છૂટાં વાદળાં કાળાં અને ધોળાં છવાયું
કોર પર ઢળતા સૂરજનું તેજ)—તોળ્યું;
હાથ વાળ્યા ઓશીકે શિર—
(બાણશય્યા પર સુતેલા ભીષ્મનું)—સ્થિર;
એક પગ ધરતી અડકતો, લટકતો, હલતો,
અને લબાઈને બીજો રહ્યો ટીંગાઈ હાથા પર;
ધડકતી છાતીમા નીચો થતો, ઊંચો જતો,
વાતાવરણનો પ્રાણવાયુ.

આમ તો આવા ઘણાયે માણસો
(આકાશગંગાના ઝબકતા તારકો જેવાં ખિચોખિચ)
બાકડે સૂતાં, પરંતુ
એક
જે—
[સંસ્કૃતિ–'૫૭]

★

# હા

પ્રથમ તો લાગણી
બ્રહ્માંડના શૂન્યત્વ સરખી ભીંસતી,
પ્રસરી;
પછીથી સૂર્ય,
જાણે આપણી આંખો ઊઘડતાં, છલકતાં

ઉષ્મા અને તેજે ભર્યો પ્રગટયો;
પછીથી વાયુએ
બન્ને ખિડાયાહોઠની વચ્ચે પુરાયા પ્રાણુ જેમ
જુદાં પડી,
પૃથ્વી અને આકાશની
વચ્ચે અખંડિત વહી રહેલી હા મહીં
હા ભેળવી !

[ સંસ્કૃતિ ]



નલિન રાવળ

## સ્મૃતિ

જાળી ઉપર ગૂંચવઈ ગએલો સાંજનો તડકો નિહાળી
ઊન ગૂંથતાં આંગળાં ધરડાં અચાનક કંપમાં અટકી ગયાં.
ચ્હેરા ઉપર કરચોલીઓની ભુલભુલવણી મહીં
આછો ફ્ફરતો ભાવ એકાએક તે અટવાઈ ગયો.
ભારમાં પ્હેલાં નમી પાંપણુ ફરી ઊંચકઈ,
હવામાં સ્થિર થૈ ના થઇ તહીં....
ધ્રૂજતી લથડતી આંખની કીકી
પૂછે :
'એ કોણુ છે ?
હોઠ પર અંગાર આ કોણે મૂકયો !
લોહી' આ કોનું હસે છે ?'

જાળી ઉપર અંધાર ત્યાં ગૂંચવઈ ગયો

ઊન ગૂંથતાં આંગળાં ઘરડાં
અચાનક કંપ લઇ
કામમાં લાગી ગયાં.
[ કુમાર–૧૯૫૭ ]



(અમદાવાદ ૧૨ મી ઓગસ્ટ ૧૯૫૮)

## પ્રેતનો ઉદ્દગાર

દુર્ગંધથી અકળાઇ ઉઠેલો પ્રેત
પૂછે:
મૂર્દા વસે છે શે'રમાં ?

સુખે જલતા ચિતામાં માનવી બોલી ઉઠયાં
'ભાડો નહીં અમને, અમારા મોતને
શે'રમાં લોકો વસે છે.'
લોકો ? ( પ્રેતનુ આશ્ચર્ય )
' લોકો !
જુઓ
કદરૂપ કાળા હાથની આ વાસનાના ભોગથી
પીંખાઇ તૂટી ઢગલો પડેલા શહેરનાં ડુસકાં સૂણી
અમારાં ગામનાં કૂતરાં રડે છે.'

ભમતો ભલો ભૂતાવળે
હું કયાં અહીં આવી ચડ્યો ?
અહીં લોકો વસે છે.
[ કવિલોક–'૫૮ ]

## ક્હીં જશે ?

પતંગિયાની પાંખ મહીંથી પ્રગટી
પેલી સ્હવાર ક્યાં ગઈ ?

કૂકડાની કલગીના જેવી તેજ ભરીને મોહક
પેલી બપોર ક્યાં ગઈ ?

ધણ-ધેનુની ખરી મહીંથી ઊડી રહી
રે મ્હેક ભરી એ સાંજ ગઈ ક્યાં ?
ક્હીં જશે

આ ફૂલ સરીખા ફૂટયા તારા ?
ક્હીં જશે

આ આલે ખીલી રાત, રાતમાં ખીલ્યાં જે
સૌ શમણાં મારાં ?

[ કવિલોક ]



મકરંદ દવે

## વ્હાલું લાગે

શું રે થયું છે મને, હું રે શું જાણું
મને વ્હાલું લાગે છે તારું મુખ,
જોઉં, જોઉં, જોઉં તોય જોતાં ધરાઉં ના
ભવ ભવની હાય, બળી ભૂખ.

કયાં રે ઊગ્યો ને કયાં આથમ્યો દન મા'રો
કયાં રે હળી મધરાત !
તારી તે મૂરતિને કે'તાં ને કે'તાં મારી
પૂરી ન થાય હજી વાત.

કો'ક કો'ક વાર તારી કાયા હવાઈ બને
કો'ક વાર બાહુમાં કેદ
જોગ ને વિજોગ હવે કયાં રે જોખાવું મારાં
નેણાં ભૂલી ગયાં ભેદ.

આ રે અવતાર ભલે વાદળિયો વહી જતો,
કેવાં તે સુખ ને દુઃખ ?
આખો જનમારો તને આંખોમાં રાખું
મને વ્હાલું લાગે તારું મુખ.

[કવિલોક–'૫૮]



## આ શું થયું ?

—ને પછી મધરાતમાં ઊડયો પવન
કાળભૈરવ શો, અહીં નિદ્રા ગહન
ચોંકતા પંખી સમી ઊડી ગઇ, આ શું થયું ?
આભનું જાણે સલામત છાપરું તૂટી પડયું ?
શાંતિની ભીડેલ સુખથી સાંકળો
કોઈ પાગલ ભાંગતો બેચેન ને બેબાકળો !

આડવાં તોતિંગ જૂનાં થરથરે,
ત્રાટકી ચંગીઝની જાણે સવારી આખરે,
પાન પીળાં, રુક્ષ જાળાં ઝાંખરાં, સૂકાં સડેલાં ડાળખાં
ઢગલો થઈ પડતાં પ્રહારે હાડનાં શું માળખાં!
ધ્રૂજતો અંધાર ઊભો હાથ જોડી,
દાંત ભીંસી પણ પવન ઝીંકી રહ્યો વજ્જર હથોડી.

ને પછી જોયુ સવારે
તો મહા આશ્ચર્ય ભારે,
મોકળી આવે હવા આ મંદ મીઠી,
ટહેરથી તડકો હવે ખાતી શું લીલી ડાળ દીઠી!
કેટલું ભાંગી પડયું? ને તે છતાં પેલી નવી ડાળી પરે
તામ્રવરણી કૂંપળો કેરી ધજાઓ ફરફરે!

[ગ્રંથાગાર–'૫૮]



## કાંઈ નથી

તું તો કહે છે તને કાંઈ નથી, કાંઈ નથી,
તો ય તારું હૈયું કેમ કાંપે?
વાળી વાળી કેમ તારી નજરું ભમે છે અલ્યા,
ભુલી પિછાણુને ઝાંપે?

કોતરાયું કાંઈ તે અદકું ચમકાર કરે,
કાળજ ભલે ને ઘસી કાઢે;

ચોમાસું ઘાસ જેમ લીલું લીલું પાંગરે
મરને તું લાખ વાર વાઢે!

તારા જીવતરમાં જોઇ લીધું બંધવા,
કોઈનું પડી ગિયું ફોટું;
કાઇ નથી, કાંઈ નથી, કે'તાં સમજીએ
ઈ તો સંધુય છે ખોટું



પિનાકિન ઠાકોર

## વિરહનો યોગ

આ કશો વિરહનો યોગ!
વિયોગની ધારાધારાએ વહી ચાલ્યો સંયોગ,
રે મળ્યો વિરહનો યોગ

સ્પર્શે સહુ જન્મોની જુદાઇ, વેણુ વિષે અવહેલા,
રોમરોમ પર રહી છવાઇ નઠોર નિષ્ઠુર ખેલા,
અભિસારે શૃંગારે મંજિયા ભેખ ભયંકર જોગ.
—રે મળ્યો૦

નજર ભરું નયનો તવ ઝરતાં શૂન્ય ઉદાસીન આગ,
અધર ઉપર થરથર કંપનમાં અમાપ અસહ વિરાગ,
મિલાપની પલપલમાં પામું કેવલ વિકલ વિયોગ.
—રે મળ્યો૦

[કુમાર–'૫૯]

## હે

હે મમ હૃદય-કમલદલવાસી !
તલસી રહું અંખન નિશદિન ચિરતૃષિત અને ઉપવાસી—હે મમ૦

ભ્રમર બની નહિ મારે વસવું રજની તવ ઉર ભીતર.
પ્રતિ પ્રભાતે પછી આથડવું પુષ્પ પુષ્પ રે પથ પર :
રાગ નહિ, રટણા નહિ, ના ધ્રુવ, કેવલ વ્યર્થ પ્રવાસી—હે મમ૦

અંખું થવા તમ દલદલ નીતરત ઝાકળજલ ને બિન્દુ,
ચંદ્રસુધા સૂરજનાં અમરત અસીમ પ્રીતના સિન્ધુ :
ઝીલી એક ઝલક ઝરી જાઉં તૃપ્ત ભવોભવ પ્યાસી.—હે મમ૦

[ કુમાર-'૫૯ ]

★

## કામ કામ

આખો યે વખત મારે કરવાનું કામ કામ;
નહિ એકે ય ઘડીનો રહે લેવાનો વિરામ.
સવારથી ઊઠીને હું ચડી જાઉં કામે,
કયારેક તો મોડી સાંજે
કયારે માંડ અધરાતે વળું હું વિરામે.

જાણું છું કે કામમાં તો લાગતી ન કં નાનમ,
કામ કરવાનું એ તો કર્મયુગ કેરો ધર્મ,
અને વળી કરું જે તે બધો સ્નેહ કેરો શ્રમ,
પોતાનાંને કાજે કર્મ જીવનનો એ જ મર્મ.

સતત આ ચાલ્યે જતું સંસારનું ઋતુચક્ર,
પૃથ્વી કેરી ધરી જેવી ગતિ એની નિત્ય વક્ર;
ઋતુઓ કૈં પલટાય, પલટાય વારેવારે,
કમલના દલ જેવો કોરો ભીંજાઉં ના કયારે.

પણ કોઈ વેળા કયાંક જોવાઈ જતાં જરાંક,
નાનાંમોટાં કાળાંધોળાં આભનાં બાદલ વળી
ખેતરને ખોળે ઝૂલે ફૂટતા અંકુર લીલા,
ફૂલ ફોરે કળીમાંથી કોળીને ખીલી ઊઠેલાં,
શિશુ કાલાં ખડખડ હસતાં શા લળી લળી.

મનને ખૂણે એકાદ ઘડી એવું ઝંખી રહું,
બસ બેઠો બેઠો કયાંક આ બધું હું જોયા કરું.
બીજી પળે જાગી જાઉં; ક્યાં છે એવી નવરાશ ?
કયારેક નિરાંતે એ સૌ વિચારીશું રાખી આશ;
હમણાં તો ચાલ જીવ ભાગ અહીંઆંથી ભાગ,
કામે લાગ, કામે લાગ, કહી આગે ડગ ભરું.
કમલદલથી ઝરી ગયું બિંદુ જલ કેરું.

[કુમાર–'૫૭]



જારામ

## કાવ્ય દ્વાદશ પંક્તિનું

ભારતે વર્ષ તો જાણે કાવ્ય દ્વાદશ પંક્તિનું,
છ કડીમાં છયે સોહે ઋતુઓ વૈભવે નિજ.

રૂડી આ ઋતુઓ સર્વે રૂપાળાં નામ ધારતી,
વર્ષા, શિશિર, હેમન્ત, વસન્ત, ગ્રીષ્મ ને શરદ્.
(દેહ સુન્દર દેવોના, દેવનાં નામ સુન્દર.
દેવીઓ ઋતુની સર્વે વસે ભારતભોમમાં)

હેમન્ત ઉજ્જવલી, મીઠા મૌને શિશિર શોભતી,
વસન્ત સજ્જ શૃંગારે, શૃંગારરસ શું સ્વયમ્,
રુદ્રાણી ગ્રીષ્મનો રૌદ્ર રસ કેમે સહાય હા!
કરુણા વર્ષતી ભીની વર્ષા આવે ઉતાવળી,
અને સૌ રસને અન્તે રસ શાન્ત સમી શરદ્
વિરાજે ચન્દ્રનો પૂર્ણ લલાટે ધરી ચન્દ્રક!

[સંસ્કૃતિ-'૫૭]



## હું છું પૃથ્વી સમ

હું છું પૃથ્વી સમ: તમસનાં જંગલો કૈં પ્રગાઢ,
જેમાં ધોળે દિવસ રવિનું રશ્મિ પેસી શકે ના.
ઘૂમે વ્યાઘ્રો, વૃક ક્ષુધતણા, ચોર ચિત્તાસ્વરૂપી;
ઝૂલે ડાળો પર અજગરો ઘોર આલસ્યકેરા.

વેરી, ઊંડાં કળણુ અણુજાણ્યાં, દગાળાં પડ્યાં કૈં.
ઝેરી, કૂડા વિષધરતણા કારમા રાફડાઓ.
બ્હોળું પૃથ્વીપડ હલમલે ભીતરી ક્ષુબ્ધતાથી.
ફાટે લાવારસ ઉકળતો ઉગ્ર, બાળે બધું યે.

છે કિન્તુ ચંદનવન ય, વ્હેતા ઝરાએ સુરમ્ય,
વેલી પુષ્પે લચત, કુસુમો રંગગંધાઢ્ય, હૃદ્ય,
ડાળે ડાળે રસભર ફળો પક્વ સર્વાંગુંકેન,
મળે માળે કલરવ વિહગોતણા એઉ વેળા

ને છે નીલુ ગગન શિરપે સ્નિગ્ધ, શોભા અનેરી,
તારાવાટે દ્યુતિ વરસતુ દૂર કો દેશકેરી !

[ કવિલોક–'૫૭ ]

★

ઉશનસ



## ?િંદગી

આ બધુ
ક્યા છે ચ મરઘસ જતું,
આ તરફ ઉન્મત્ત વિચારીશુ —ના, તે નહીં
એ તરફથી ડાઘુજન ગમગીન ચ્હેરે આવતું,
—તે યે નહીં
રસ્તા વિષે એ બેય ધારા જ્યા મળે
તે ભેદની છે જિંદગી

ભરતી વિશે ઉભરાય ખાડી, ખાજણો યે આકળી,
—ના, તે નહીં
ને ઓટમા એ હાડપિંજરની ગણીલો પાંસળી યે પાંસળી
—તે યે નહીં

ઓટ ને ભરતી ઉભય સધાય જે ક્ષણ
તે સુંદર જિંદગી

ફૂલના જેવું વસંતલ સ્મિત ખીલે જે શૈશવે,
—ના, તે નહીં

ને અષાઢી મેઘ જેવી આંખડી સતત રુવે,
—તે યે નહીં

હર આહ કે મલકી જતી, હર સ્મિત ભરતું ડૂસકું
તે વિચક્ષણ છે જિંદગી

[કવિલોક—'૫૭]

★

## સ્મશાનમાં

અહીં ભડભડે ચિતા, સમય-અગ્નિ-જિહ્વા થકી
સુતીક્ષ્ણ અણીદાર દંષ્ટ્ર થકી ભક્ષ્ય જે કચર્યું
ચિતાગ્નિ અવ ચાખતો કૃશ શરીર તે ઝાળથી,
વૃકોદર સમાન મૃત્યુસિંહ ઉદરે મોં પચ્યું

નિહાળી રહું હિંમતે પશુ શું મૃત્યુનું ભક્ષ્ય પે
નિરાંત થકી એમ ભીતિ વણ ભક્ષ્ય વાગોળતું,
શિખા અનલકેરી-ચાપ-નિજ ઊર્ધ્વ ફંગોળતું,
તિખારદશનો સુપીત ચળકે, લિયે લક્ષ્ય પે

જરી નજર ફેરવી તગમી રે અમો ડાઘુને.
કશું મરણ? જોઉં આ વહી જતી નદી દૂરથી

અવ્યક્ત થકી ઊપજી મળતી દૂર કો સિંધુને
અવ્યક્ત, બસ મધ્યમાં પ્રગટ વ્હે જતી પૂરથી
વિચારી રહું: ચેતનાપ્રવહ નિત્ય વેલાકુલ,
નિહાળી રહું ત્યાં ફુટ્યા બસમબોમ શષ્પાંકુર!

[કુમાર–'૫૯]



## ચૈતન્ય લીલા

કેવળ બધી ચૈતન્યની આનંદલીલા:
જડતણે પણ લાખરૂપે એજ ખીલ્યા!
પોતે જ નિજની સંગ વૈવિધ્યો ભજી
એકને ભેટે, બીજાને દે ત્યજી,
એની રમત ત્યાં આપણે આવા મતીલા...કેવળ

ફૂલ ખીલવવા ચહ્યું ફાગણ થયો,
પાનખર દઈ વન્ય ધન ચેરી ગયો,
એજ કુમળું ફૂલ, એ વજ્જર શિલા...કેવળ.

સિંધુ સરિતાને રૂપે નિજમાં ઢળે,
બસ્તી રૂપે નિજ મસ્તીમાં એ ઉછળે,
દૂર જઈ વગ્રી જતો થઈ મેઘનીલા....કેવળ.

વૈરાગી થઈ જે રંગહીનતાને ભજે,
એ જ રાગે પંચરંગી પટ સજે!
પેતે જ અવધૂત શિવ કૃષ્ણાનોજી છબીલા....કેવળ.

દ્વંદ્વમા નિજ વૈભવો જ પ્રદર્શતો,
એ સુજે વિસુજે સમાન પ્રહર્ષનો,
એના મુદા—સ્થના નથી આદલ ચીલા કેવળ

નિર્મળ સુદ વિણુ કો અવર આગમ નથી,
ચૈતન્યને શૈશવ વિના કો વય નથી,
આપણે પણ ઊર્મિ એ જલનિધિવિલા કેવળ

[દક્ષિણા–'૫૭]



જયંત પાઠક

## રેવાતટે પુરાણા શિવાલયમાં

અપૂજ શિવલિંગ મદિરનુ નમ્રતડે ખડિત,
તમિસ્રમહીં કાલના પરશુઘાવથી અંકિત
જણાય મુખ પાર્વતીનુ, વળી નદિ છિન્નાગ આ,
ન ઘટ, નહિ દીપ, પખી મલમત્રની અર્ચના
સજીવ કર્યું જે જડત્વ અહીં શિલ્પીના ટાકણે
હર્યું સકલ તે દીને પ્રબલ કાલવેગ ઘણે

હશે અહીં ય એકદા બજત નોબતો ઝાલર,
તરંગિત થતા હશે સ્તુતિ ગીતોથી રેવાનીર,
અસંખ્ય દીપજ્યોત અચલ હશે જલે નાચતી
ઊચી નીરવ બેખડો છીવનથી હશે ગાજતી.
અરે નિબિડ દ્રુમ ઝાટ ઊગી કેડીઓ દાબતી
જહીં, તહીં હશે પડી પગલી કો મહાયાત્રીની!

તટસ્થ નીરખું ધજા ફરકતી બીજાં મંદિરે,
તટસ્થ પ્રભુ કાલને ય નીરખી રહું અંતરે

[કુમાર–'૫૭]



## મુંબઈ–લોકલમાં

કેવી ભીડ !
ને છતાંય કોઈને ન એની પીડ !
એક ધ્યેય: વ્હેલું પ્હોંચી જવું ઘેર.
શિકારમાં સવારથી જ નીકળેલ
(વિશાળ આ અરણ્ય જેવું શ્હેર !)
નાનું મોટું મ્હેનતે મળેલ
તે લઈ ગુફા મહીં ગરી જવું
જીવતા પુગ્યા: ખુદાની મ્હેર !

ખભેખભા ટિચાય
સુંવાળું અંગ અંગથી દબાય !
કોઈ નો ય સ્પર્શ
રે જગાડતો ન રોમહર્ષ !
કોઈ મૂક કોઈ ગાય,
અચૂક તે છતાં પ્રધાનું ધ્યાન કે
મુકામ ના પસાર થઈ જાય !
રોજની જ દોડધામ
દોડતા જવું શિકાર શોધવા

દોડવું ગુફામહીં ગરી જવા
(સંસ્કૃતિ ! વિકાસ..........!)
એના એ જ રામ !
[સંસ્કૃતિ–'૫૯]

★

## સંવાદ

આ અગાશી;
આપણું હરદ્વાર, કાશી !
આ તાડ માથે ચાંદની ટોપી ઘણી નાની પડે છે !
ને તેથી તો પડતો હસી આ પીંપળો
—જો પાન એનાં ખડખડે છે !

એક માળો બાંધીએ આકાશમાં;
ચંદ્રકિરણોની સળી લો ચાંચમાં.
આ રાત કેવી !
તારી તેજલ આંખ જેવી
આકાશમાં ઉડીએ બની પંખી;
તો તો વીંછુડો જાય ને ડંખી !
સપ્તર્ષિઓ નમી જો પડ્યા,
જાણે નદીના નીરમાં તરવા પડ્યા !
ચાલો જશું ઊંઘી
રાતરાણી આ જરા લઈએ સુંઘી !
મળશું સ્વપનમાં
આકાશના અલકાભવનમાં !
[ગ્રંથાગાર–'૫૮]

નન્દકુમાર પાઠક

## હેલી

આજ પૂનમની રૂપલા હેલી રે
હું તો રમવાને નીસરી ઘેલી
•વ્હાલમજી, સરવરિયા લ્હેરિયા લે રે હોજી•

હું તો હસતી ને હેરે આ ધરતી પર ચાંદની,
હું તો બોલુ ને મલકાયે આકાશે તારની,
એવી પૂનમને આખભરી જુઓ શુ !
આજ મે તો પૂનમને પોપચામા પૂરી
વ્હાલમજી, લોચનિયા લ્હેરિયા લે રે હોજી•

મારી પાનીનો ઠમકો લૈ વાયુ આ નાચતો,
મારા ઘૂઘરનો ઘમકો લૈ વનવનમા મહાલતો,
એવી પૂનમના રૂપ જોઈ ડોલો શુ !
આજ મે તો પૂનમને પાલવમા પૂરી
વ્હાલમજી, જોબનિયા લ્હેરિયા લે રે હોજી•

એ તો આજે ખીલી ને કાલ સૂના રે આગણા,
ભમતા આ રૂપના આ શા મનામણા,
એવી પૂનમને જોઈ જોઇ ઝખો શુ !
લાખ લાખ પૂનમને પ્રીતિમા પૂરી
વ્હાલમજી, હૈયુ આ લ્હેરિયા લે રે હોજી•

[જન્મભૂમિ–'૫૯]

સુરેશ હ. જોષી

## પાંખડી

ખૂલી ગઇ આ પાંખડી,
કોની અગોચર આંખડી ?
સંકેલીને એની મહીં ગોપ્યું હતું આકાશ !
શું એ જ ઊઘડી વિસ્તર્યું ? કેવું મધુરું હાસ !
તુષારકેરી મંજૂષામાં સાચવ્યો'તો જે સૂરજ
એ જ આજે તેજથી આ સુપ્તિને ? કેવું અહો અચરજ !
આ હવા આળોટી એની ગોદમાં,
આવી બનીને મત્ત સૌરભ મોદમાં.
ઘૂઘવે વિહ્વળ બની સાગર,
એ ઠુસ એના અશ્રુનો આકર ?
અગ્નિની આ દિપ્ત કાન્તિ,
એના હૃદયની ગૂઢ એ ઘૂંટેલ શાંતિ ?
મર્મમાં એના ઊડે છે જે ગુલાલ,
બ્રહ્માંડ આખું એ વડે છે ખુશખુશાલ !
ખૂલી ગઇ આ આંખડી,
કો અગોચર પદ્મની શું પાંખડી ?

[વિશ્વમાનવ–'૫૯]

રમેશ જાની

## મંગળ-ધોળ

અંતરિયું કોરું ને કોરી ચૂંદડી
તારે કેસુડે રંગાયાં રંગરોળ જો !
આખું યે ભિંજાવી ગઈ આયખું
તારી પ્રીતની તે છલકંતી છોળ, જો !

સોનલા વાટકડી મારાં નેણુની
મીઠડા રાગને કસુંબે લાલ, ઘોળ જો !
વેલડી વછૂંભેલ વરખડા સમ,
મારે રોમ રોમ કોળ જો !

હૈયાનો હિંડોળો વહાલમ, હિંચતો
ઊંડા આભને ભરંત આકમઝોળ જો !
તારલા વીણીને પાછાં આવશું
ઊતરી આભ ને ધરતીના ઢોળ જો !

ઘેરો રે ચંદરવો તારા નેહનો
મારા ઉરની બિછાત અણુમોલ જો !
આવજો હો ભેરુ મારા પ્રાણના,
આપણ ગાઈશું મંગળ ધોળ જો !

[કવિલોક-'૫૭]

પંડ્યા

## લંગર

રૂમાલો રંગબેરંગી હજારો ફરકી રહ્યા,
હોઠ બે સામસામે કૈં આછેરું મરકી રહ્યા.
આંખમાં ઊમટયું હૈયું, વિરમી વાણી મૌનમાં,
દૃષ્ટિના દોર ખેંચાયા, ખોવાયાં એકમેકમાં.

કઠેરો જહાજનો ઝાલી પ્રવાસી સૌ ઝળૂંબતાં,
સામે ઊભાં સગાંસ્નેહી નજરોથી નવાજતાં.
'બાપુજી જો ઊભા પેલા'–બેબીને બા બતાવતી,
એ બ્હાને નિજ હૈયાનાં હીબકાંને શમાવતી.

ત્યાં તો પાવો બજ્યો, ઝંડી ચઢી, છેલ્લી સલામ થૈ
લંગરો ઊપડયાં, ધીમે સ્થિર નીર તણી મહીં
પાડી આછો લીસોટો ને દિશા વ્હાણે બીજી લીધી.

પરંતુ લંગરો પેલાં હૈયામાં એકમેકનાં
દૃષ્ટિદોરે પડયાં'તાં તે ઊપડે કે ન ઊખડે,
વિપ્રયોગે ખૂંતે ઊંડા સ્મૃતિ ને ઊર્મિનાં જલે.
[ગ્રંથાગાર–'પ૯]



જસુભાઇ શાહ

## પ્રથમ વર્ષા

વમે તપન આગ, શી તડપતી ધરા ! વ્યગ્ર સૌ.
નકામ ખસ ટટ્ટી, વ્યર્થ વીજ ઘૂમવે વીંઝણો;

ન બિંદુ દ્રવતું છતાં શુનક મોહું માંડી રહે
નળે, વહન બંધ–(છે નગરપાલિકા જાગ્રત !)
લખ્યુ છ બસ સ્ટેન્ડપે–ચિતરી ક્રોસ અંગ્રેજીમાં
"સૂતેલ અહીં જોન કે બસની રાહ જોતો રહી."
દુખી અનલ અર્ણવે અવ અશેષ થાશે જગ ?
ત્યહીં ઊગતી બીજ રક્ષણતરી શી અષાઢની,
ઈશાન તણી સર્પિણી કથતી તેજ સંકેતથી
'જરી ન અકળાવ વા'ર વણવાર આવી રહી.'
ધરી પવન પેંગડે પગ પલાણતી વાદળી;
ધરા ધરપી, ક્યારી ક્યારી મહીં વારિ ઝારી ઝરી.
સમીપ પણ વિપ્રકૃષ્ટ મદનાતુરાં ગ્રીષ્મમાં,
થતાં પ્રથમ વર્ષણે ઉભય એક આશ્લેષમાં.

[કવિલોક–'૫૮]



ચિમનલાલ શિ. ત્રિવેદી

## પરમદીપ

નથી હૃદયને જરીય કૈં આશ સૌન્દર્યની
મનોરમ વિમુગ્ધ ને તરલ સાન્ધ્ય ઉષાતણા;
ન વા પ્રખર ભાસ્કરે મન રમે; ભલે ઝંખના
પ્રકાશ અતિ તીવ્રની ઉરમહીં રમે શાશ્વત!
નથી હૃદય ઝંખતું વિમલ તેજના પુંજ શો
અતીવ રમણીય ફુલ્લ નભચંદ્ર ચારુ મીઠો !

વળી સરવ ત્યાગવી મનની વૃત્તિઓ ચંચલ
તથાપિ ચિત ચોંટતું નહિ જ ધ્રુવમાં જે સ્થિર !

અફાટ અવકાશની અગણ્ય ભવ્ય ને નાજુક
પ્રકાશમય સૃષ્ટિમાં ગરક ના ભલે થૈ શકું !
પરંતુ ઉરમાં જલે, પરમદીપ શો પ્રોજ્જવલ :
અખંડ શુભ જ્યોતમાં અખિલ તેજને દર્શવું !
નથી અવર તેજનાં દરશને જરી રાચવું :
પ્રદીપ્ત ઉરતેજથી ભીતર એક સોહાવવું !

[ જન્મભૂમિ–'૫૭ ]



હેમન્ત દેસાઇ

## સમાધિ

હે પ્રીતિની પંખિણી ! તેં મજાની
પ્રસંગની પાળ પરે વિરાજીને
આભાસનાં ઊર્મિ–વિહીન વારિમાં
તારું જ શું બિંબ પડેલ કેવળ
જોયા કર્યું–કિલબિલ ગીત ગાયુ ના ?

ભલે ન ગાયું પણ ચંચુપાતથી
એકાદ તો બુંદ રહસ્યનું લઈ
લેવું હતું એહ થકી, અને ના
એમે કર્યું તો નહિ સૂઝયુ શું તને

લગાવીને ઝાપટ પાખથી એ
સપાટીને–મૌનની–સ્પર્શીને જરા
(ઊડી જતા ચે) થથરાવી મૂકીને
મ્હેલાવવાનુ દિલ ?–આવી તો કો'
સમાધિ જાણી નથી સ્વસ્થ, શાંત !

[ કવિતાંક–'૫૮ ]



## છેલ્લું ગીત

તો ગાઈ લે છેલ્લુ હવે તુ ગીત
પૂરી થવા આવી મિલાપ–રાત,
જો, તારલા રહીસહી કરી આથ વાત
પ્રકાશની ઓથ મહીં લપાયા !

બાજી ઊઠી ઝાલર, ગાજી ભૈરવી
ઉન્મુક્ત કંઠે ઊલટે—સુંદર
પ્રાચીનુ મ્હો ચે થતુ શુ હસુંહસુ !
મારે ચ પન્થ અતિ દીર્ઘ વટાવવાનો,
ના નિશ્ચિતે સમય વાપસ આવવાનો
—તો ગાઇ લે, નેણ ભર્યાભર્યા છે,
ને મંજુ શબ્દે શ્રુતિ ચે ભરી લઉં
થાકયા હિયાનો અવ એ જ આશરો

[ કુમાર–'૫૮ ]

## સ્મૃતિ

પ્રભાતનાં કોમળ રશ્મિઓ સમાં
સરી રહ્યાં સંસ્મરણો શું ચિત્તમાં
કે ફૂલની ઝાકળભીની નાજુક
કળી સમાં એ ઊઘડી રહ્યાં વા
ખેલી રહ્યાં દૃષ્ટિ સમક્ષ નાનકાં
શાં ભૂલકાંની જ્યમ આમતેમ ?
ના, હું જ આજે રણડેલ બાલ શો
કરી રહ્યો છબ્બછબિયાં અહીં આ
ખાબોચિયામાં—મુજ ભૂતકાળના;
અને રીઝી ભીંજી જળેથી, પંકથી
બગાડીને વસ્ત્ર, કરી હુલાસમાં
ચિત્કાર ને ગરૂબડ નિષ્પ્રયોજન,
માણી રહ્યો કોઈ અનોખી મોજ !

[ સંસ્કૃતિ ]



પ્રદ્યુમ્ન તન્ના

## ભમરો

બઈ ! આ ભમરાને કયમ કાઢું ?
આઘો ના જરી જાતો હું તો ઘણુંય નીર ઉડાડું !

પલક અહીંથી, પલક તહીંથી, લળે વીંઝતો પાંખ્યું,
એ કરથી આ કંહે કેટલું અંગે રહે જી ઢાંક્યું ?
જાઉં ગળાબૂડ જળમાં તોયે મુખ તો રહે ઉઘાડું !

મેલી મનહર ફૂલ પદમના પણે ખીલ્યા કે રાતા,
શુય બળ્યું દીઠું મુજમાં કે આમ લિયે અહીં આટા ! ?
ફટ્ ભુંડી ! હું છળી મરું ને તમીં હસો ફરી આડું !

[કવિલોક–'૫૭]



## છોળ

અડકી ગઈ
નેણ અચિંતી રંગની છાકમછોળ !

ઉપર ભૂરા આભ ને નીચે સોનલવરણા ખેત,
વચમાં વ્હેતું જાય રૂપેરી વ્હેણ વળાંકા લેત,
જાબળી આંકે રેખ આઘેરા ડુંગરિયાની ઓળ !

ઊતરે ઓળ્યું રાનસૂડાનું ઝૂમખું લેતું ઝોક,
અહીં તહીં ખડમોરની વગી કાબરી ભાગું ડોક,
દીસતું નહીં તોય રે એના ગાનથી જાણુ કોક,
પીળચટા થોર વાડની પાછળ સૂર ઝરે ચંડોળ !

હળવી વાયે દખણાદીની ફૂલ ગુવાળી લે'ર,
દૂર પણે ઓ ડાલતો લીલો અમરાઇનો ઘેર,
મહીંથી મીઠી મ્હેકની હારે ઊડતી આ
ળથળે ઝાય રેલતી આવે ચૂંદડાં રાતીચોળ !

કવિલોક–'૫૭]

## ભેદ

લિયો હળિ' ભેદ હાખી !
આકળી આમ શું થાવ એલી, હવે આગુ રિયું નંઇ બાકી !

ઘેલીઘેલી થઈ રોજ જુવો એનું રૂપ ન ક્યાંય મમાતું,
તોય કહો નઈ કોઈ દિ' તમને મનમહીં ઇમ થાતું—
(કે) કોડી સમાણા બે નેણથી કેટલી ઝીલી જાશે એની ઝાંખી ?
લિયો હળિ' ભેદ દાખી !

એવડી એક જ રાતે મુંને સહી, કાલ્ય લગી કોરી ખાપી !
તંઇ અચાનક રાતે રૂડો કઇ ઉકેલ ગ્યો એનો લાધી !
હમજી હવે આ લોબરીએ કયમ આભલા રહી છું ટાંકી ? !
લિયો દીધો ભેદ હાખી !

[ કુમાર–'૫૮ ]



પુરુષોત્તમ મિસ્રી

## હ્યો ઉર સરસી

તપ્ત અને આ તરસી
હૃદયધરાને નાથ ! હવે હે જાવ જરીક તો પરસી....

દગ્ધ શિશિરના કરા
પાનખર કેરું કેવલ રુક્ષ વૃક્ષ કે ગ્રીષ્મતણી આ ધરા;
મેઘ મઘન થૈ આવો એને રોમ રોમ રૂહો વરસી ...

ઝંખે અહરહ થઈ આકુલ; દિયો રે તવ દર્શન તવ ચૂમી,
આ અપરૂપ કુબ્જાને યે હે સુંદર ! લ્યો ઉર સરસી....
[ કવિલોક–'૫૮ ]



વિનોદ અધ્વર્યુ

## માણેકડું

કાળિયો કુંભાર, ઘેર ગધેડાં છે બાર,
એમાં એક છેક અડિયલ માણેકડું નામનું;
ખડ ખૂબ ખાય તોય ભાર ઊંચકાય નહિ,
કાળિયાને લાગે નહીં કદી કશા કામનું.

કાળિયો બિચારો કોટિ ઉપાય વિચારે, ડીફાં
દસવીસ મારે, પણ માને જડ જાત રે ?
આખર ઉપાય મળ્યો એક અચાનક જ્યારે
ગાજર દેખીને દોડ્યું માણેકડું ખેતરે !

લાંબી એક લાકડીને માણેકની પીઠે બાંધી,
લટકાવી દીધાં ચાર ગાજર જ્યાં મોખરે,
લાલચે લોભાઈ દોડે માણેક બિચારું હવે,
રોજ ખેંચે બોજ ! પામે ગાજર ના એક રે !

કાળિયાની જુગતીથી લોક બહુ રાજી થાય,
વિમાસું હું માણેકનું દેખી મોં દયામણું.

કો'કે લટકાવ્યું સામે સપનું સોહામણું!
[ફુમ ૨–'૫૭]



વિપિન પરીખ

## છતાંયે

પીંજરું ખુલ્લું....
છતાંયે પંખી તો ઊડે નહીં!

જન્મી જગે
(કે જન્મને લેખે જ શું કર્મભાગ્ય એ?)
એણે હશે જાણી નહીં
નિ:સીમ આ નીલ આભની વિશાળતા....?!
કે પછી
એવું બન્યું:
સળિયામહીં રહીને ભૂલાયું ઉડ્ડયન નભ–પારનું?
જંગલે
આભ અડતા વૃક્ષની ડાળો પરે
બાંધ્યો નહીં એણે કદી (સાથે મળી) માળો અરે?
(કે જ્યાં જતાં
આખા દિવસનો થાક પણ
સ્હેજે ભલા ક્ષણમાં સરે)
પીંજરું ખુલ્લું....
છતાંયે પંખી તો ઊડે નહીં!

પાંખ શું—
પાંખનું પીંછુંય પણ ફરકે નહીં—
ને શૂન્યમાં તાકી રહે એ આંખ....!

[કવિલોક–'૫૭]



## ધન્ય છે

ખાખ તો થૈ ગયા આપના ઇશ્કમાં.
તે છતાં એટલી યે તમા
ના રહી (ધન્ય છે) હૃદયને આપના ?—
કે (અમસ્તુંય પણ) જે પૂછે:
કોણ રે બળી મર્યું
કોની આ રાખ છે ?

[કુમાર]



અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

## શરદપૂર્ણિમા

કહ્યું હતું કોઈકે :
આજે તો છે શરદપૂર્ણિમા.
થયું મને :
ચાલ જઈને જોઉં
નીલ સરોવરમાં તરતો

વાલ્મીકિનો એ મરાલ,
કે કાલિદાસની કોઈ યક્ષકન્યાનું
જોઈને મુખ બનું હું ન્યાલ,
કે ભાસ ભવભૂતિની કો
શ્વેતવસ્ત્રા અભિસારિકાની
વેણીમાંથી ખરી પડેલું
સૂંઘી લઉં હું એ ફૂલ,
કે સુણી લઉં હું
કો' મુગ્ધા પ્રિયતમાનો
પ્રીતિનો એ પ્રથમ શબ્દ !

હું ચાલ્યો.
આસ્ફાલ્ટને રસ્તે સરી રહ્યા પગ,
જેમ કોઈક અબુધ બાળક કને
આવી ચડેલી ચોપડીનાં પાનાં ફરે તેમ.
રસ્તાની બન્ને ય બાજુ
ઊભાં હતાં આલિશાન મકાનો.
હું જતો હતો,
ખૈબરઘાટમાંથી પસાર થતા
કોઈ વાટમાર્ગુની પેઠે.
માનવીઓની વચ્ચે
છતાં ય એકલ.
મનના રેતાળ પટમાં
કોઈક વેરી ગયું હતું શબ્દો :
આજે તો છે શરદપૂર્ણિમા !

–અને જોવાઈ ગયું આકાશ!
આકાશ ?
ના. ટુકડો
જાણે કોઇ દુકાનદારે પડીકું બાંધવા
કાપી લીધેલો ન્યૂઝપેપરનો કકડો!
ને એ જોતાં તો મારી નજરને
ખેલવાં પડયા દારુણ યુદ્ધ!
રોડ પરની લાઇટનાં
કિરણો તણાં ઝીણીને બાણ
ઘવાતો હું આગળ ચાલ્યો
નહોતી ખબર કે મારે
ક્યાં નાંગરવાનું છે વહાણ.

પરુના રેલા નીકળે તેમ
દદડતો હતો વીજળીનો પ્રકાશ
ને ઘા પર માખીઓ બણબણે
તેમ આવીને બણબણતા હતા
બાજુના મકાનોમાંથી
રેડિયોના અવાજો.
ને લોહીના ટીપા જેવી
ચાલી જતી હતી મ્યુનિસિપાલિટીની બસ

ટાવરમા થયા દસ.
શ્વાસ 'લેવા જેવી'
હું ...

સામે છેડે ઊભેલી
ઇમારતને નીરખતો
એની પાછળનું આકાશ
થતું જતું હતું તેજલ;
ને થોડી વારે દેખાયો ત્યાં ઇન્દુ
જાણે કોઈના મૃત દેહ પર
થીજી ગયેલું અશ્રુ કેરું બિન્દુ!

હું ઊભો હતો
મારી બાજુમાંથી કોઈક થઈ ગયું પસાર
અને બોલતું ગયું :
આજે તો છે શરદપૂર્ણિમા!

[ વિશ્વમાનવ–'૫૯ ]



ગુલામમોહમ્મદ શેખ

## ફરી પાછાં

વરસે ફોરાં, આજ ફરી પાછાં વરસે ફોરાં,
આજ પ્રિયે! પાછાં વરસે ફોરાં,
જેમ વિદાયની વેળ ઝમ્યાં'તાં નેણ તારાં બે શામળાં ગોરાં.
આજ ફરી પાછાં વરસે ફોરાં.

કંઠને ભીડી બથ તારા હાથ વળગ્યા'તા, ભોળી!
ને પગ નીચેની ધૂળમાં કેવી ભેડી હતી તું નેણુવાં ઢોળી!

સૌરભભીની રેણુ ને આપણા ભીંજતાં'તાં બે ય કાળજે–ફોરાં.
આજ ફરી પાછાં વરસે ફોરાં

ઢળુંઢળું તારી પાંપણો જેની આખરી ટીપું ખાળતાં ચૂકી,
નખરાળી ત્યાં એક સૂકી લટ ઉપરથી જાણે ઝીલવા ઝૂકી!
મૌનનાં ગાણાં ગાઈ થાકેલા હોઠ તારા જ્યાં ઊઘડ્યા કે
મેં હળવે કેવા પી લીધા'તા વેણુ–કટોરા!
આજ ફરી પાછાં વરસે ફોરાં.

મનને મારે ખોરડે આજે ય ચૂવતી જાણે આંખડી તારી,
(ને) ધીમેધીમે જાણે વચલી વેળની ધૂળ ધોવાતી જાય અકારી;
આપણો મેળ એ નેણુને નાતે
વેણુ ઠાલાં શીદ વાપરી કે'વું—આવજો ઓરાં!

[ કુમાર–'૫૮ ]



જયંત પારેખ

## અંધકારમાં

અંધકારમાં
આ ચીસ કોની?
—મુજ ઊંઘને કરે વિચ્છિન્ન—
કો થાપટ પાંખની?
અરે, શો મુક્તિ કેરો તલસાટ!
ચહ્લી ને માર્જાર?

ખોલું સ્વિચ....

ખિજ્ઞી ભાગતી.
પિંખાયલાં પિચ્છ, ઢળેલ પાંખ,
ને નેત્ર મૂર્છામહીં શાન્ત,
છાતી છતાંય આછી ધડકંત....
એને
ધરી રહું નીડ વિષે
—(સુરક્ષિત ?)
વાતાયને મેં કીધ જાળી બંધ.
ફરી ઢળું ઘેન ભરેલ સેજમાં....
આ નીડ....
આવાસ....
અરે નિખિલ ગૌ
વળી ફરી આવૃત અંધકાર ।....
[ કવિલોક ]



## નિરાશા

ભરપૂર પાકે લ્હેરતાં
રસકસભર્યાં
આ ખેતરો ને ખેતરો....
વેરાન કરતાં
લાગતી જેને અરે,
પળ એક ના

તીડનાં લશ્કર સમી
છે આ નિરાશા....

[કવિલોક]



મહેન્દ્ર વ્યાસ 'અચલ'

## પ્રીત !

કોઇ પ્રીત કરી તો જાણે !
અંતરમાં આ શીતળ અગનને કોઈ ભરી તો જાણે !–કોઈ૦

દિવસ ઊગ્યે બેચેન રહેવું,
રાત પડે મટકું ના લેવું,
ખોવાયા ખોવાયા જેવી,
પળપળને વિસરાવી દેવી,
જીવતે જીવત આમ જીવનમાં કોઇ મરી તો જાણે !–કોઈ૦

દુનિયાની તીરછી દૃષ્ટિમાં,
વેધક વાણીની વૃષ્ટિમાં,
મસ્ત બનીને ફરતા રે'હું,
મનનું કૈં મન પર ના લેવું,
ખુલ્લે પગ કંટકભર પથ પર કોઇ ફરી તો જાણે !–કોઈ૦

મોજાંઓના પછડાટોથી,
ઝંઝાનિલના આઘાતોથી,
નૌકા જ્યાં તૂટી પણ જાયે
સાગર જ્યાં રૂઠી પણ જાયે,
એવા ભર સાગરમાં ડૂબી કોઇ તરી તો જાણે !....
કોઇ પ્રીત કરી તો જાણે !

{ કુમાર }



રાજેન્દ્ર વોરા

## રહી રહીને

રહી રહીને
શ્રાવણ આવી કરે ડોકિયું,
ફરી ફરીને
આંખ-બેઉ જે ગણ્યા કરે છે
હવે કેટલાં રહ્યાં વાંચવાં પાનાં-ને
બારીની આ બા'ર ઝુકાવી
ત્યહીં રઝળતી મૂકી જાતો.

કાલતણી ચિંતા નહિ જેને
કોઇ મોજી એવા નફ્ફટની
જેમ
સહુ નળિયાં ને ધાબાં
મોજથકી ઝીલતાં રે'તાં'તાં
જોર કરી ઝાપટતી સૌ વારિની ધાર

સિતાંશુ યશશ્ચંદ્ર

## અંધાર અમાસ રાત્રિના

અંધાર ઘેરાય અમાસ રાત્રિનાં
દશે દિશામાં જયચૂડ લેતાં ! !
ઊંડી ઊંડી આભ કેરી ગુફામાં
છૂપાયલી ઘૂવડની જમાતના
હા ! ભક્ષ્યભૂખ્યા સળગંત લુખ્ખા
ડોળા સમા વેધક....
તારલા આ
ફૂંફાળતા વિશ્વતણા ખૂણે ખૂણા !
એકાદ તે વાયુ તરંગ ઉષ્ણ
ધીમે ધીમે દૂર દૂરે સરે શો
કે રોગીના અંતિમ શ્વાસ જેવો
મુંઝાયલો ! !
ને દૂરની પર્વતમાળ કેરે
ઢોળાવ ધીમે સરકંત આગિયા
ભભૂકતી અંતર જ્વાળ લૈ ને
—એકાંત શોધી....અસહાય, મુંગા !
પરાજિતોની અસહાયતા પે
શાં અટ્ટહાસ્યે
આ મૌન ગાજે
આ વિશ્વજેતા જયમત્ત ગાત્રિનાં
અંધાર ઘેરાય અમાસ રાત્રિનાં ! !
[ કવિલોક ]

## સ્મૃતિ

કૂંડું જૂનું તુલસીનું પડયું આંગણામાં,
તેની પરે ઢળી ગયું જલ શું સુનેરી
આકાશથી જરીક, ને મધુ સ્પર્શજન્ય
રોમાંચથી હલી ઊઠી અતિ શુષ્ક સાંઠી !

ને આવ્યું કયાંક થકી દૈયડ સાવ ધૃષ્ટ,
બેઠું કૂંડા પર જરા ફફડાવી પાંખો,
કૂંડા મહીં છલકતા જલમાં ઝબોળી,
ચંચૂ અને કરી જરા નિજ પુચ્છ ઊંચી,
છેડી દીધી સહજ કંઠ તણી સતાર !

એ શ્વેત વસ્ત્ર મહીં શોભત પ્રૌઢ કાયા,
રેડી રહી ચળકતો લઈ તામ્ર લોટો,
ઊંચા કરેલ કરથી જલ, ભાવભીનાં
નેત્રો ઢળ્યાં મધુર, ભાલ વિષે સુગૌર
સૌભાગ્યચંદ્ર ઝલકે—તરબોળ ભીનું
આખુંય દૃશ્ય નીતરે તડકો....
અચાનક
ઊડી ગયું કયહીં ક દૈયડ દૃશ્યને લૈ
પાંખો વિષે....
નજર વૃદ્ધ ફરી ફરી શી
છાપા મહીં ડૂબી જવા મથતી, સવારે.
(૧૯૫૫)

જશવંત દેસાઇ

## આરઝૂ

પજા થકી શિશિરના બચી જેમ તેમ,
હુ હોત ડાળ તરુની કંઇ દીન હીન,
રે તોય આવત ધરી રૂપ તું વસંત,
હું અંગ અંગ થકી રહેત વહી સુગંધ!

વા હોત ગ્રીષ્મ તણી આગ સહીસહીને
હુ તપ્ત, શુષ્ક, પગઠોકર ખાત ધૂળ,
વર્ષા રૂપે પણ પધારત તું, ઉમંગે
હુ રાતરાણી સમ ફોરત મ્હેક મ્હેક!

અફસોસકિંતુ અહીં માઘ–અનિલ–લ્હેર
વર્ષા તણા પ્રથમ બુંદની વા મહેર
ધારે ન શક્તિ સુરભિ પ્રગટાવવાની,
તો યે અનન્ય કશી આરઝૂ આ હયાની!
તો કસ્તુરીમૃગ તણુ રૂપ ધારી આવ,
ને બેસી શૈલ પર આ ક્ષણુ મઘમઘાવ!

[કુમાર–'૫૮]



નકુલ દેસાઇ

## ગોષ્ઠિ

છોને થઇ વિવશ સાવ પડ્યાં વિખૂટાં,'
તેથી ફરી ન મળવું–નથી કાઇ એવું.

તું આવ, એજ ઘર, ત્યાં મરુ પાસ બેસી
એ આપણે વિગત સ્નેહની ગોષ્ઠિ માંડી
નિર્વ્યાજ મોજ લઇશુ, મૂકી દૂર સાંપ્રત

એ શબ્દ સાંભળી તું આગળ બોલજે કંઈ
ને ચૂપ તું થઈશ ત્યાં હું ફરી વદીશ.
મારે તને ચીડવવી તુજ મુગ્ધતા વિશે,
સૂઝે નવીન કંઇ તો તું મને ઉડાવજે,—
મારા મહીં પણ મજાકનું વસ્તુ પુષ્કળ.

દર્શાવશું વળી પરસ્પર સખ્ય સેવતા
પામી ગયાં વિપુલ અંતરની સુધા તે;
સાથે ઉખેળશું પચ્યાં વિપની ય ગાથા.
ને છેવટે કરી વિયોગની ગુપ્ત વાત,
(જોવાનું–પાછું ફરી વ્યાકુળ ના થવાય)
છૂટાં પડી જઈશું મોં મલકાવી–રાચી

[ કવિલોક ]



નારાયણ દેસાઇ

## તું ક્યાં ?

તારાં સુરેખ પગલાં હજી સ્હેજ ભીનાં
દેખાય ' સ્વચ્છ સિત આરસને પટે, ને
આ કાંસકી સુખડની કંઇ મઘમઘી રહી
તારી સુંવાળી લટનો મૃદુ સ્પર્શ પામે

ને સ્પષ્ટ છાપ વળી અંગુલિ કેરી દર્પણે
જોઈ શકાય–ગૂઢ પ્રીતિની સ્નિગ્ધ મુદ્રા !

મેં આવતાં જ નીરખ્યું હતું બ્હાર કુંજમાં,
તાજાં બધાં તગરનાં ફૂલ ચૂંટી લાવી તું
તેની પતંગિયું તલાશ કરે ફરીફરી
ડાળોની ટોચ પર એકલું મુગ્ધભાવે !

જોઉં છું : ભસ્મ તલભાર ગરી નથી હજી
આ દીર્ઘ ધૂપસળીની, ફ્લકે મૂકયા પછી;
ઘીને દીવે દિવટને નથી મોગરો વળ્યો
પૂરો,–અરે ઠરી શકી ય નથી દિવાસળી !

તારી ઉપસ્થિતિ શી થાય પ્રતીત ! સૂના
આવાસમાં મધુર ગાન હજી ય ગુંજતું
તારું (સ્વરાવલિ ભરી રહી હૈયુ મારું) ! ને....
ને એટલા મહીં પ્રિયે ! તું સરી ગઇ કયાં ?

[ કુમાર ]



જતીન્દ્ર આચાર્ય

## હો લટકાળાં

લોલ લોલણીએ લીધા લપટી !
લાજુ લાડી હો લટકાળાં.
તારાં ભોળાં નેણાં યે કેવાં કપટી ?
લાજુ લાડી હો લટકાળાં.

સામે આવ્યાં, આવ્યાં ને ગયાં અટકી....લાજુ
એક અણુ મારે દીધા પટકી....લાજુ
સ્હેજ સાંધતાં નજરૂં લટકી....લાજુ
ખૂંચી કાળજડે કાચની કટકી....લાજુ
આછી ઓઢણીમાં જોબનની મટકી....લાજુ
એવી ચિતને લગાડી એની ચટકી....લાજુ
વાતવાતમાં વાતડી વટકી....લાજુ
હેરી રંગત જોવાને રાત અટકી....લાજુ
આપી ઓછુ ઝાઝું લીધું ઝપટી....લાજુ
માગ્યું એણે આપ્યું એક ચપટી....લાજુ
લોલ લોલણીએ લીધા લપટી !
લાજુ લાડી હો લટકાળાં.
તારાં ભોળાં નેણાં યે કેવાં કપટી ?
લાજુ લાડી હો લટકાળાં.

[ કવિલોક ]



ઇ. પ્ર. કપુરાકર

## ઉતાવળ

આ સ્ટેશને પોલીસ પંચક્યાસ
નિશ્ચેષ્ટ સૂતા શબનો,
નિહાળતાં રૂંવે રૂંવે કંપ....
પરંતુ જો ?

અહીં ન દીસે પળનો ય કોઈને !
શી પૂરવેગે ઘુમરાઈ રે'તી
આ માનવી જીવનની ઉતાવળ
જિજીવિષાની !

તહીં તો નિશાન
એ દેહની ઓળખ કાજ ન્યાળવા
છેડો ધીમે ચાદરનો ખસેડતાં....
એ આકૃતિ....
કાગળ કોટના....ને
બાંધેલ કાંડે ઘડિયાળ....
રે આઠને પચ્ચીસ !
ટ્રેન વેળ....
વાગી રહે વ્હીસલ....
ને ઉતાવળે
ઓફીસને મારગ હું....

[કવિલોક]



જગદીશ ત્રિવેદી

## કોણ આ ?

ી મને મારું હૃદય
ઝખો દિવસ ક્યાં ઘૂમતું, ફરતું, લપાતું ના ખબર;
એકલો ખોયા–સ્વજન શો હું ફરું છું ખેપતા.

અંધાર જ્યારે આભથી ઊતરે અને
ઘેરી વળે મારું ભવન;
આજનો છેલ્લો ટહુકો રમ્ય રેલાવી અને
પંખીય જ્યારે નીડમાં કો મસ્ત ખ્વાબે હો મગન,
બસ બરોબર તે સમય
ગૂંજતુ સરતું અરે તમરા સમું તે કોણ
આ કાય કેરા ઘાસગૂંચળે રાતભર ?

[ ક્ષિતિજ–'૫૯ ]

★

ભગવતીકુમાર હ. શર્મા

## ચૈતર

દિન તો જાણે રણની રેતી, રાતના ઝમે ચાંદની મીઠી,
ચૈતરની આવી બેવડી કાયા, કયારેક તાપ ને કયારેક છાયા.

ફાગણ કેરી નાર નવોઢા, ચૈત્રે બની જાય ચતુરા;
દિવસે કરે રોષ ને રાતે હેતનાં પીણાં પાય મધુરાં.

કોઈની અલકલટ શો અનિલ ચૈતરમાં અવધૂતની જટા,
એક શરદની વાદળી તરલ હોય બીજી અષાઢની ઘટા.

એક બાજુ ફાગણની ફોરમ, એક બાજુ વૈશાખની વ્યથા,
વચમાં ચાલ્યો જાય રે ચૈતર; એ જ રે જાણે જીવનકથા !

[ કવિલોક ]

શશીશિવમ્

## સંધ્યા હતી

સંધ્યા હતી રમ્ય, ઉરે વ્યથાઓ,
રોકી લીધી નેણ વિશે છલંત;
રડી લીધું રાત નિહાળી એકલા
છાના વહાવ્યાં અણમૂલ અશ્રુ
(જુએ ન કો' હન્યવી નેણ નિષ્ઠુર!)
ઝીલી નિશાએ નભ કિંતુ વેર્યાં,
ઝગી ઊઠયાં તારક થૈ અગણ્ય શું!
[ વિશ્વમાનવ–'૫૯ ]



ભટુકરાય હ. પંડયા

## મેળ વગરનાં પાનાં

આ જિંદગી ચાલીશ વર્ષની જૂની
જાણે પડી કો અભરાઇને ખૂણે.
લિખાયલી જીર્ણ કિતાબ–જે મહીં
પાનાં તણો મેળ કશો મળે નહીં.
[ કવિલોક ]



દિનેશ કોઠારી

## પત્તું

કોરું કડકડતું પત્તું હું ચીતરી ચૂકયો છું—
બેચાર બોદા શબ્દ,

અજવાળાં,
કશી કં બાદબાકી,
ક્યાંકથી આવી ચડેલી ગીતની લીટી,
ધોબીનાં કપડાં—
હવે જે જોઇને ચીતરી ચડે.
કોરું કકડતું એ જ પત્તું
આજ સામે હોય તો ?
પણ હવે ચીતરી ચૂકયો છું...
[ કુમાર–'૫૮ ]



જગદીશ જોષી

## શૂન્યતા

રેતીતણા આ રણ સમી આખીય મારી જિંદગી !
ને એ ઉપર એકાદ પણ કો ધન્ય ક્ષણનું ચિહ્ન ના !
આ બધા પ્રસ્તારને હું જોઈ રહું છું દગ ભરી,
ને...ને મને થાતું, અરે
સીમા વિહીન છતાંય હું તો શૂન્ય, નહિ કૈં, કંઇ નહીં !
[ કવિલોક ]



ઇન્દુકુમાર ત્રિવેદી

## રેશમનો કીડો

મારું હૃદય ઘૂંગળાય !
જાણે વેદનના ઉષ્ણ જળમાં

લાગણીના કોઈ કોશેટા વિષે
કીડો ન્હોતો !—
જે આપમેળે
એક દિન
પતંગિયું ના થાત ?

[સંસ્કૃતિ]



સ્વપ્રસ્થ

## બહુ જ ઘવાયો.

બહુ જ ઘવાયો, બહુ જ ઘવાયો
સ્વજન ગણું હું જેને તેને આજ અજાણ્યુ પરાયો
—બહુ જ૦

ધરી આજ લગી વ્યર્થ વ્યથાઓ
રચી અહંની જટિલ કથાઓ,
ઝૂરી ગઇ કેવળ આ બિરથાઓ,
મુજથી જ અભિભૂતિ પાયો—બહુ જ૦

જે કુસુમો મે લીધાં હાથે
એ કરમાયા હૈયા સાથે
આજે ભટકું હું વિણ-સાથે
વિપરિત સહુ વરતાયો—બહુ જ૦

મણિ અંતરધાર્યો

એ જ પ્રકારે હું અંજાયો ?
જ્યોતિરૂપ તે નહિ પરખાયો
કથીર મહીં પલટાયો !—બહુ જ૦

[સંસ્કૃતિ]

★

## પ્યાલી ભરી આનંદની !

પ્યાલી ભરી આનંદની !
નીરવ ને નિઃસીમ નીલા રંગની:
આકાશની.
મુગ્ધકર, ઉર–ઉર્ધ્વંકર, બ્રહ્માંડમાં ભટકાવતી
અમૃતવતી
આત્મા મહીં ચેતન સ્ફુલિંગ સ્ફુરાવતી,
જ્યોતિર્મયી નિષ્પંદિની.
પ્યાલી ભરી આનંદની !

★

પ્યાલી ભરી આનંદની
હરિયાળી આ ધરતી તણી
અણુ અણુ સભર જીવન કણી.
કોમલ, હરિત, રસની બની;
રગ રગ ધબકતા રુધિરની–પયદાયિની !
વતનની કે કોઈના વતનો તણી
કદિયે પરાયી ના બની.
મારી જ, બસ–મારી જ ! આશામોહિની
મહાકાળ તટ મુજ જીવનતત્વની ધારિણી
ધરતી તણી પ્યાલી ભરી આનંદની !

પ્યાલી ભર્‌ઈ આનંદની
પ્રેમ ભરી આંખો તણી:
માત પિતા, કે પ્રિયતમા, કે સુહૃદ કે સંતાનની,
સહધર્મ-સહકર્તવ્ય, પથનાં સાથીઓની આંખની
પ્રેમમય, સ્મિતસભર વા ભર-કારુણી,
જીવનનાં ઔદાર્યરૂપી દેણની;
આકાશ ને પૃથ્વી તણી આનંદ પ્યાલી
જે વિના લાગે જ ખાલી
એ *સ્વજનની આંખની*
પ્યાલી ભરી આનંદની !

[પ્રજાબંધુ-'૫૭]



હીરાબેન પાઠક

## ચમકીને જાગી

પેલું દિનનું અજવાળું મારે સહ્યુંસહ્યું જાય,
પણ ચંદનીનું તેજ ના હુંથી ખમાય,
રે કોને કહ્યું જાય ?
સખિ ! ચમકીને જાગી....ધ્રુવ૦

મદ માધવીનાં ફૂલડાંનો ગંધ છલકાય,
સખિ ! વાસંતી વાયરા રહીરહી વાય
મારે અંગે લીંપાય....સખિ ! ચમકીને૦

આ નીતરેલી ચૈત્રકેરી ચંદનીની છાંય,
મારાં નયનોનાં નાવડાં તેજમાં તણાય,
છેક ડૂબી ડૂબી જાય ...સખિ ! ચમકીને૦

પેલી વર્ષાની ઝડિયુંનાં ઝાપટાં ઝીલાય,
પેલા વિરહની વેદનાનાં ઝાપટાં ઝીલાય,
પણ વ્હાલમનું હેત ના હુંથી ખમાય
ના જાણું શું થાય ?
સખિ ! ઝબકીને જાગી....ધ્રુવ૦

જરી નજરું પડે ને, લજામણી ભીડાય,
આંખ ફરુકે ને અંગ, રંગરોળ મચી જાય;
મારી કંપી ઊઠે કાય,
રાગ રાગથી છવાય—સખિ ! ઝબકીને૦

સખિ ! ભીનલો આ વાન, વદન નેહે ભીંજાય,
આ હૈયાનું ટોડલું હળવે વ્હેં જાય;
શુધસાન સરી જાય
સાવ ડૂબી ડૂબી જાય—સખિ ! ઝબકીને૦

આ ચંદનીનું તેજ ના કેમે સમાય,
આ વ્હાલમનું હેજ ના કેમે ખમાય,
સ્હેજે કહ્યું કહ્યું જાય;
હું ઝબકીને જાગી....

★

ગીતા પારેખ

## મળે તેટલું માણ !

મળે તેટલું માણ, રે મન, મળે તેટલું માણ !
આતમના ઓળખનારાને દુખમાં સુખની લ્હાણ—રે મન૦

સમદરની જલલહરી જેવી અખૂટ તૃષ્ણામાળ,
નદી–તળાવે બંધ કરો, પણ જલધિ ન બાંધે પાળ;
આંતર-તોષ નહીં તો સઘળું બહિર મિથ્યા જાણ.—રે મન૦

ચિનગારી બસ, જ્યોત ચાચશેં ? પામ વૃક્ષ બીમાં ય,
તૃપ્ત નિમીલિત પાંપણ નીચે સહુ જગ મઝ્યું લહાય;
'હું' છોડચો ત્યાં મળે ભલે ને પારસમણિ કે પ્હાણ.—રે મન

રે મન, મળે તેટલું માણ !
લઇલઇને દે તે ખોબે ભરી રતનની ખાણ–રે મન

[પ્રબુધ્ધ જીવન]



ચુનીલાલ મડિયા

## હાર – જીત

ચુનંદા અશ્વો આ દડમજલ ઘોડા શરતના,
ઊડે પાણીપંથા પવનગતિએ ફાળ ભરતા,
છૂટેલા તીરો શા પણછ પરથી લક્ષ્ય ઉપરે,
ચગાવે હોંશીલાં જન, શરત–મેદાન ઉપરે.
હજારો ખેલાડી શરત અધીરાં થૈ નિરખતાં—
લગાડ્યા છે લાખો નગદ રૂપિયા, એક ઉપરે—
[illegible] શો એ ઊડે વીજળી ઝડપે, અક્રિમ છટા !
[illegible]ીતરેના એ ભંગી સકળ બળથી, ધીર ધસતો
[illegible]ાં નયનોના [illegible] લખ જન તણાં ઝીલી હસતો,
. છેક [illegible] અતિવ બળથી, હાંફ ચડિયો,

ઢળ્યો રે પંખાળો મરણ શયને લોથ થઈને.
ઝુમાવ્યું એણે તો વિજયપદ; 'ફોટો-ફિનિશ'માં
મર્યો છો એ ન્હેલો અરધપળ-અલ્પાંશ ઈંચમાં,
ગયો જીવી તોયે પલકભર લાખો નજરમાં!

[સૉનેટ]



હસિત બૂચ

## તજવો ના સંગાથ!

રુદિયાની ઓળખ જેની સાથ,
એનો તજવો ના, તજવો ના સંગાથ;
મેળવિયો હેતે જેનો હાથ,
એનો તજવો ના, તજવો ના સંગાથ.

દુનિયાની પારના એ ઊજળા હો દેશ, તો યે
રજ આ ધરતીની ના તજાય;
આવે સૂરજ-ચાંદાના નભથી સંદેશ, તો યે
ઘરનો દીવો ના હોલવાય: —રુદિયાની૰

નાનકડા ઘરનો વાંકોચૂકો હો ઊંબરો, પણ
ડુંગર પર વાસ ના વસાય,
ઊંચે રે ઊંચે ગાજે મેઘો વાદળિયો, તો પણ
ઊંધી ગાગર રે ના વગાય: —રુદિયાની૰

પેલી ગમ પથરાયાં હો વનરાવન ગાઢ, તો યે
આંગણુની છાંય ના હરાય;

વાટે ઘાટે નીરખ્યાં હો લોચનિયે બ્હાલ, તો યે
નિજનાં ના વેગળાં કરાય: —રુદિયાની૦

[કુમાર–'૫૭]



સરોદ

## દીપ બરાબર

અખિયાં દીપ બરાબર સળગી.
તંતુ તંતુ સ્નેહાતુર બાળી
વાટ કજળી તે કીકી કાળી:
શેષ રહી લાલાશ લ્હાયની
લેશ થાય નહિ અળગી,
અખિયાં દીપ બરાબર સળગી.
પૂર્યો પરચો નૌતમ નાથે,
કેવળ નીર ભર્યું નિજ હાથે!
'સરોદ' અદકી બળ્યા કરે તે
તનના ટોડલે વળગી!
અખિયાં દીપ સમોવડ સળગી.

[કુમાર–'૫૮]



દેવજી રા. મોઢા

## આજ તો એવું થાય

આજ તો એવું થાય:
વનરાવનને મારગ મને માધવ મળી જાય!
સેંથડે મેં તો સિંદૂર પૂર્યાં, આંખમાં આંજી મેશ,

સોળ સજ્યા શણગાર મેં, અંગે નવલા ધર્યા વેશ;
ઓરતો મને એક જ હવે અંતર રહી જાય:
વનરાવનને મારગ મને૦

મોતી ભરેલી હીર-ઈંઢાણી, મહીનું માથે માટ,
રોજની ટૂંકી આજ મને કાં લાગતી લાંબી વાટ!
વેચવા જઉં મહીડાં, મારા થંભતા જતા પાય:
વનરાવનને મારગ મને૦

બેય બાજુથી ઝાડ ઝૂકીને કરતાં ચામર-ઢોળ,
ઉરમાં વ્યાપ્યો આજ અજંપો, ચિત્ત ચડ્યું ચગડોળ;
અખડે સૂકાં પાન-શું એમાં વાંસળી કોઈ વાય?
વનરાવનને મારગ મને૦

અણુઅણુમાં ઝંખના જાગી, લાગી એક જ લેહ,
ચિત્તનું ચાતક ચાહતું કેવળ મોંઘો માધવ-મેહ;
પ્રાણ-પપીહો 'પિયુ પિયુ'નું ગીત પુકારી ગાય!
વનરાવનને મારગ મને૦

નેણ ભરીને નીરખ્યા કરું, સાંભળ્યા કરું સૂર,
ઊડીએ એવું ગગન કે જે જગથી ઝાઝું દૂર;
જહીં ન ઓલ્યો વિરહ કેરો વાયરો પછી વાય:
વનરાવનને મારગ મને માધવ મળી જાય!

આજ તો એવું થાય...

[કુમાર-'૫૮]

તારી ને મારી દષ્ટિમા છે ફેર ઘણો મગરૂર ન થા,
તુ કોઈ નથી શકતો પણ હુ અદશ્ય મિનારા જોઉ છુ

આકાર બધા અણગમતા છે કેવળ છે રગો પૂરેલા,
નોખી જ નજરથી આકર્ષક વસ્તુની શોભા જોઉ છુ

હું કેડીનો કરનારો છુ લોકોના પથ પર શુ ચાલુ!
જે કાલ થવાના રસ્તા છે હુ એના નકશા જોઉ છુ

જ્ઞાનીઓ પાસે જ્ઞાન નથી જે જ્ઞાન હુ લેવા ચાહુ છુ,
ત્યા જઈને બેસી જાઉ છુ જ્યા ચાર દીવાના જોઉં છુ.

હુ મારા વાદ કરી ઉત્પન્ન થઈ જાઉ છુ મારો અનુયાયી,
દુનિયાના પ્રત્યેક વાદોમા હુ નો નો ઝગડા જોઉ છુ

તુ મારી હિંમત તોડ નહીં પથ-દષ્ટા છે ક્ષણભરના 'સગીર',
આકાશ નથી મધ્યા કિંતુ આકાશમા સધ્યા જોઉ છુ

[ સુરાલય-'૫૮ ]

*

મરીઝ

## યાદ

પ્રેમાળ છે દિલ એવુ કે આવે છે બધા યાદ
દુ ખ દર્દ છે એવા કે તમે પણ ન રહ્યા યાદ

રહેશે મને આ મારી મુફલિસીની દશા યાદ,
બીજા બધા તો ઠીક છે, આવે ન ખુદા યાદ.

એતો ન રહી શકશે મહોબતના વિના યાદ
આ વિશ્વના વિસ્તારમાં એક નાની જગા યાદ.
હો મૌન જરૂરી તો પછી બંને બરાબર,
એકાદ પ્રસંગ યાદ હો યા આખી કથા યાદ.
માગી મેં બીજી ચીજ હતી એ જુદી વસ્તુ,
નહીંતર હો કબૂલ એવી હતી કૈંક દુઆ યાદ.
મુજ હાસ્યને દુનિયા ભલે દીવાનગી સમજે.
જ્યાં જઈને રડું એવી નથી કોઈ જગા યાદ.
આ દર્દ મહોબતનું જે હરગીજ નથી મટતું
ઉપરથી મઝા એ કે મને એની દવા યાદ.
કિસ્મતમાં લખેલું છે જુદાઈમાં સળગવું
તે એના મિલનની મને પ્રત્યેક જગા યાદ
ચાલો કે ગતિની જ મઝા લઈએ કે અમને
રસ્તો ન કોઈ યાદ, ન મંઝિલ, ન દિશા યાદ
દિલ લઈને 'મરીઝ' એ હવે કંઈ પણ નથી કહેતા
સૌ મારા ગુનાહની મને રહેશે આ સઝા યાદ.

[ બેગમ ]



અમીન આઝાદ

## હોવી જોઈએ

જીવનને માટે મિત્ર સુરા હોવી જોઈએ,
થોડી મઝા ને થોડી વ્યથા હોવી જોઈએ.

હજી પાથરી ન શક્યુ સુમન, પરિમલ જગતના ચમન સુધી
જો ધરાની હોય ન સંમતિ! મને લઇ જશો ન ગગન સુધી.
છે અજબ પ્રકારની જિંદગી, કહો એને પ્યારની જિંદગી,
ન રહી શકાય જીવ્યા વિના, ન ટકી શકાય જીવન સુધી.
તમે રાંકના છો રતન સમાં ન મળો હે અશ્રુઓ ધૂળમાં,
જો શરત કબૂલ હો આટલી તો હૃદયથી જાઓ નયન સુધી.
અહી મૃત્યુલોકમા રહીને પણ જો નજરને સ્વર્ગ મળી શકે!
કરી રૂપ રૂપ વદન સુધી! કરી મ્હેક મ્હેક સુમન સુધી.
તમે રાજરાણીનાં ચીર સમ, અમે રંક નારની ચૂંદડી,
તમે બે ઘડી રહો અંગ પર, અમે સાથ દઇએ કફન સુધી.
જો હૃદયની આગ વધી ગની; તો ખુદ ઈશ્વરે જ કૃપા કરી,
કોઈ શ્વાસ બંધ કરી ગયું, કે પવન ન જાય અગન સુધી.

[ગ્રંથાગાર-'૫૯]



અમૃત ઘાયલ

## સ્વધામ તરફ

નશાના ધામ તરફ, મસ્તીના મુકામ તરફ,
નિગાહ છે કે રહે છે સદાય જામ તરફ.
કરી જો બંદગી માહેબની અદબથી કરી,
વધ્યા ન હાથ અમારા કરી સલામ તરફ.
ઉઠાવો કોઇ જનાજો જવાન પ્યામ તણો!
કે મીટ માંડી નથી જાતી બસ જામ તરફ.

હવે તો દૃષ્ટિ ફજા સાદગીને શોધે છે!
ગયો એ દોર કે રહેતી હતી દમામ તરફ.
એ સ્નેહનું જ રૂપાંતર છે એય પણ ક્યાંથી?
કે એમને હો તિરસ્કાર મારા નામ તરફ
દીવાનગીમાં ભલા હોય પૂર્વગ્રહ ક્યાંથી?
કે ફાટી આંખથી જોતા રહ્યા તમામ તરફ.
હતો એ મસ્ત પ્રવાસી કરી પ્રવાસ પૂરો,
અનોખી શાનથી 'ઘાયલ' ગયો સ્વધામ તરફ.

[ સુરાલય-'૫૯ ]



સૈફ પાલનપુરી

## આગમન જેવું

કદી વસ્તીભર્યું લાગ્યું, કદી વેરાન વન જેવું,
જવાનીમાં જીવન પર થઈ શક્યું ક્યાં કંઈ મનન જેવું.
સૂરજ ઊગ્યો છે લાવો થોડી શબનમ હું ય વરસાવું,
તમારી યાદ રૂપે છે હૃદયમાં કંઈ સુમન જેવું.
કોઈ જો સ્હેજ છેડે છે તો એ શરમાઈ જાયે છે,
તમે દિલમાં વસ્યાં તો થઈ ગયું દિલ પણ દુલ્હન જેવું,
તમે રીસાત ના તો પાનખરનો ક્રમ ન જળવાતે,
અમારી ભૂલ કે દિલને બનાવ્યું'તું ચમન જેવું.
હવે તો 'સૈફ' ઇચ્છા છે કે મૃત્યુ દ્વાર ખખડાવે,
ઘડીભર તો મને લાગે કોઈના આગમન જેવું.

[ સુરાલય-'૫૮ ].

વસંતે લાલિમા વ્યાપી ગઈ મઘમઘતાં ફૂલો પર,
અધર પરથી કસુંબલ રંગ તારા ક્યાં જઈ પહોંચ્યા ?
ખરી જવું પડ્યું સુંદર ગગન છોડી સિતારાને,
તમારી આંખના મોઘમ ઈશારા ક્યાં જઈ પહોંચ્યા ?
ઉષાની આંખમાં સૂરજ ઉગીને તરવર્યો 'આકિલ !'
પ્રણય-સાગરમાં સાંજે ડૂબનારા ક્યાં જઈ પહોંચ્યા ?

[સુરાલય]



શેખાદમ આબુવાલા

## હવે શું બોલીએ

હવે શું બોલીએ, જે કૈં બન્યાં, ઠીક જ બની બેઠાં !
સિતારાઓ ગયા ત્યારે તમે સૂરજ બની બેઠાં !

અમારા ભાગ્યમાં નિશ્ચિત હશે જીવન જુદાઈનું,
બન્યા જ્યારે સરોવરજલ-તમે પંકજ બની બેઠાં !

તમારી આવડત માટે હવે શું બોલીએ, બોલો !
સમય આવ્યો લડતનો ત્યાં તમે ધીરજ બની બેઠાં !

હતી કેવી ધગશ-બેચાર અક્ષર પ્રેમના લખશું;
કલમ તૂટી ગઈ ત્યારે તમે કાગજ બની બેઠાં !

[સંસ્કૃતિ-'૫૮]

મુકબિલ કુરેશી

## ધરતી ઉપર માગી

તમારી યાદમાં રણની રજેરજ તરબતર માગી;
કુલો પાસે જઈ જઈને તમારી નિત ખબર માગી.
મહોબ્બતમાં અમે આ ચાર વસ્તુ ઉમ્રભર માગી,
જિગર માગ્યું, નઝર માગી અસર માગી, ખબર માગી

ખરેખર એ સમયની પણ બલિહારી છે હે જીવન!
ચમન પાસે અમે તો ભરવસંતે પાનખર માગી:
ઉઠ્યા ના હાથ પૂરા ત્યાં તો એ મંજૂર પણ થઇ ગઇ,
ખરેખર મુજ દુઆ કાજે ભલા કોકે અમર માગી.

ધરા ત્યાગી શકાયે ના, રગેરગ લૂણ છે એનું;
અમે જન્નત-જહન્નમ બેય આ ધરતી ઉપર માગી.
બતાવી માર્ગ કોઇને જીવન-સિદ્ધિ વરી લીધી;
વિલયને નોતરી લીધો, સિતારાએ સહર માગી.

મુકદ્દરને સદા આગળ ધરે છે માનવી ત્યારે;
મળે છે જિંદગીમાં જ્યારે કો' વસ્તુ વગર માગી
નવાઇ શી કોઈ પાગલ ગણી 'મુકબિલ!' તિરસ્કારે;
અમે આ બેકદર દુનિયા કને સાચી કદર માગી.

[ સુરાલય-'૫૭ ]

ભાનુ ઝવેરી

## કંઈ નહિ તો—

જિંદગી મહીં, હે પ્રભો!
તું ઝાંઝવાં નિત અવનવાં દેખાડજે મુજને નકી
કે જે થકી
એને ભરોસે-કૈંક હોંશે દોટ તો હું દૈ શકું
—છો ના ટકું!

[ગ્રંથાગાર–'૫૯]



હરીન્દ્ર દવે

## ઉખાણું



દૂધે ધોઈ ચાંદની
ચાંદનીએ ધોઈ રાત,
એવામા તું મળે તો પ્રીતમ!
માડું રે એક વાત.

અરધું પિંજર હેમ મઢ્યું ને અરધું રૂપે સ્હોય,
એમાં બે અલબેલા પંખી અલગ રહીને રોય;
વાત સમજ તો વ્હાલમ!
'ચાંદ સુરજની દઉં સોગાત.'

વનવગડે એક વાટ ને વાટે ઊગ્યાં રાન–ગુલાબ
વણચૂંટયે વીણી લે એવી ગળી છે અમને છાબ;
ભેદ સમજ તો તને વસાવું
કીકીમાં રળિયાત.

સગથી ઝીણા મરી, એ બ્હાલમ ! મૌથી ઝીણી રાઈ,
એથી નાજુક ચીજ, નરી આંખે જે ના દેખાઈ;
દાખવ તો એ પિયુ !
તને દઉં હૈયાની ઠકરાત.



## મહાનગર

કઠોર આ પથ પરે
મૂકયા જ્યારે પ્રથમ ચરણ;
મનની શી મુંઝવણ !

આજ એ તરંગ થયા શાંત.

કૃતજ્ઞતા કેશં જલે
છલકી ઉઠેલ મન ઝીલી રહે
વિશાળ હૃદયી નિમંત્રણ.

કયાં યે ના મળ્યા જે સાથેં સુખ
અહીં પળેપળ ન્યાળું;
સજીવ બે નેત્ર,
હોઠે ભાવ,
હૃદયે ઔદાર્ય,
–નગરની અધિષ્ઠાત્રી લક્ષ્મીને‌ા આ વર....
હવે માગું શું અવર ?

ભીંસ આટઆટલા સરોવરોની
કવચિત સંગમ ...

કદી ભિન્ન પ્રવાહ;
આકુલ તરંગ તટ ભીંસી પાછા ફરે
સ્થિતિચક્રની ગતિથી
વલોવાતું જલ,
નજરમાં એનો સંકેત પ્રચ્છન્ન.
કિંતુ હોઠ પરે સ્મિત પ્રસન્ન પ્રસન્ન

પ્રકૃતિનો પામું પરિચય માત્ર સ્પર્શ વડે
પૂર્ણનો આલોક અગોચર
વાયુની લહરે એનું ભાન.
શિશિરમાં સમૂહે આનંદ
ગ્રીષ્મમાં આકુલ મન છેડે
એકલ અરવ છંદ

કળીમાંથી ફૂલ કેમ બને
રહસ્ય અજાણ;
વેલ પર ફૂલ કેવાં શોભે
એની પળેપળ મળતી પિછાણ.

સમુદ્ર કિનારો
રંગરંગનો પ્રવાહ
કયહીં બાંધ્યાં, કયહીં મુક્ત.

ગગનને ચુંબતા આલય,
સાથે ગંદકીના ઢગમાં પોસાઇ રહ્યા

મેળો મળે અહીં સ્થળે સ્થળે
એકાંત છવાયું પળે પળે.

આંખ ખોલું
—સભર સભર ઘટા છાઈ;
મીચું નેત્ર
મુજમાં વિસ્તરી અખિલાઈ.
મમત્વની કેડી અહીં આરંભાય
અહીં પરાકાષ્ટા
એનો અહીં લોપ
ભોગી કેરો ભોગ, યોગ,
લક્ષ્ય, ભક્ષ્ય,
મહાનગર મુંબઈ.

*

## ✓ તેડાં

માઘમાં મેં મોકલ્યાં તેડાં આવો તો, ગોરી !
ફાગુનમાં રમિયે ગુલાલે;
ચૈતર ચડયે રે અમે આવીશું, રાજ, તારે
ચૂડિયે તે રંગ કોણ મ્હાલે !

આવો તો રંગ નવો કાલવિયે સંગસંગ
છલકાવી નેણની પિયાલી,
વેણુ કેરી રેશમની જાળમાં ધરે ન પાય
આ તો છે પંખિણી નિરાળી.

આવો તો ઊડવા ગગન નવાં શોધીશું
લેવા વિસામો નવો બાગ,

ચાંદને ઉતાર ના હથેળીમાં, વાલ્યમા
છોડ એ પુરાણો હવે રાગ.

આવો કે અમથી ઉકેલી ના જાય, તમે
પાડી'તી ગાંઠ જે રૂમાલે,
મીટ રે મળે તો ઉકેલાય, હવે વ્હાલથી
આવ્યા વિના તે કેમ ચાલે ?

✱

## આશ્લેષમાં ..

આ ગૌર માત્ર નયને કરતી શ્યામ બંકિમ
શોભે લકીર, લટ બે સરતી કપોલપે;
આ કંપતા અધરની હજુ લ્હેર કેરું
સર્જાય મંગલ પ્રયાગ પ્રસન્નતાભર્યું.

આ રેશમી પલવટે તવ ઢાંકયું હૈયું
માતૃત્વથી સભર કંચનવર્ણ કુંભ;
એનું ન સ્પંદન મને અણજાણ, હે પ્રિય ?
પૂર્ણત્વ એનું વિલસે દ્દગમાં ચિરંતન.

ચૈતન્ય આ પ્રકટ, ના અપિધાન કોઈ
આ રોમરોમ મહીં ગુંજતી મંદ્ર રાગિણી;
સંચાર લેશ નવ કયાંય લહાય, તે છતાં
કૈં યે નથી સ્થગિત, છે ગતિમાન સર્વ.

મારા પ્રલંબિત કરે નવ માત્ર કાયા
આશ્લેષમાં સકળ સૃષ્ટિની લીધ માયા.

સુરેશ દલાલ

## જોજે, જરા સંભાળજે

'આવો તમે'
(આવ્યા ભલે, પણ એ અમે
કે એમવાનું તે કહું કેવી રીતે?)

જોજે,
જરા સંભાળજે,
ક્યાંય કૈં હડફેટમાં આવી જતાં વાગે નહીં!

આફિસને સમયે થતી જે ટ્રેનમાં ગર્દી
અહીં એવી જ
નાની ઓરડીમાં ભીડ;
ક્યારેક તો આવે મને મારી દયા
ને કદી ચડતી ઘણી આ જાત ને
જગની ઉપર પણ ચીડ.
ટેવાયલો આવી બધી ગડભાંજથી.
(છૂટકો નહીં.)

આમ તો સગવડ કરી છે જેમતેમ
સૌ વસ્તુને કરવા વગે;
પણ માણસે ઊભા ય તે રહેવું પડે ને બે પગે?
— એટલી ખાલી જગા પણ ક્યાં?
મૂકી શકાય એવી અમે અભરાઈ પર વસ્તુ મૂકી—
કૈં માણસો મૂકાય છે?

ચાંદને ઉતાર ના હથેળીમાં, વાદળમાં
છેડ એ પુરાણો હવે રાગ.

આવો કે અમથી ઉકેલી ના જાય, તમે
પાડી'તી ગાંઠ જે રૂમાલે,
મીટ રે મળે તો ઉકેલાય, હવે વ્હાલથી
આવ્યા વિના તે કેમ ચાલે ?

*

## આશ્લેષમાં ..

આ ગૌર માત્ર નયને કરી શ્યામ બંકિમ
શોભે લકીર, લટ જે સરતી કપોલપે,
આ કંપતા અધરની હજુ લ્હેર કેરું
મર્ત્યેય મંગલ પ્રયાગ પ્રસન્નતાભર્યું.

આ રેશમી પલવટે તવ ઢાંકયું હૈયું
માતૃત્વથી સભર કંચનવર્ણ કુંભ,
એનું ન સ્પંદન મને અણજાણ, હે પ્રિય !
પૂર્ણત્વ એનું વિલસે દગમાં ચિરંતન.

ચૈતન્ય આ પ્રકટ, ના અપિધાન કોઈ
આ રોમરોમ મહીં ગુંજતી મંદ્ર રાગિણી,
સંચાર લેશ નવ કયોય લહાય, તે છતાં
કૈં યે નથી સ્થગિત, છે ગતિમાન સર્વ.

મારા પ્રલંબિત કરે નવ માત્ર કાયા
આશ્લેષમાં સકળ સૃષ્ટિની લીધ માયા.

આટલું વાંચ્યું
લખ્યું—પણ તે છતાં
કોણ જાણે હોઠ પર સંતોષની રેખા નથી.
સાચું કહું ?—ખૂબ હું થાકી ગયો છું—
એકના એક જ પ્રણયનાં આ ગીતો,
એકનાં એક જ પ્રતીકઃ રાધા અને આ શ્યામ તો;
હું ય પણ ખૂંદી વળ્યો વ્રજભોમને—
ખૂંદ્યા વિના તો કેમ રહું ?
(હું ય પણ મૂગો કવિ છું આમ તો)

કેં કવિઓની કલમના ત્રાસમાંથી
છૂટવા ઝાઝું મથે છે કર્ણ,.......
હા, બિચારો કર્ણ એ
શોધી રહ્યો છે શર્ણ એ.
પણ એક છે એની વિનંતી એ ભલા,
એની વ્યથાની ના કદી કરજે તમે 'કાવ્યકલા'

આ ગામડાની ગોરી તો લાજી રહી છે ઘૂંઘટે,
ને ઝરૂખેથી ઝૂકેલી આ બજારૂ નાર
કરતી એજ રે વિચાર—

કે કોઇને છોડે નહીં આ કવિલોકો,
આ અમારી જિંદગીના હર્ષ કે શોકો
એના હૃદયમાં ઊમટે....
(જેનો નહીં અંત કે ના પાર.)

આ ફૂટયો ફાગ ને આ ગીત જો ફાગણતણાં,
શી વિરહની આગ ને આ ગીત તો શ્રાવણ તણાં:
કોકબધ ગાતાં રહીએ રાત'દિ
એકના એક સૂરમાં ન્હાતાં રહીએ રાત'દિ!

શબ્દની સોંઘી રમતનાં 'મુક્તકો' કાચાં,
પૃષ્ઠ પર સોહી રહે મોતી થઈ સાચાં.

ને સનમ, સાકી અને લઇ ને સુરા
કયારનો આ ગઝલનો કાફલો
રાહ પર ભટકી રહ્યો છે શોધમાં મંઝીલની

વિશ્વાસ ને શ્રદ્ધા રહી છે અંતરે
તેથી જ તો પૂછી રહ્યો છું આજ હું:
(નિજ જાતને બાકાત મેં રાખી નથી.)
કે કોણ જાણે આ બધાંનો અંત કયારે આવશે?
કે નવું (પણ કાવ્યમય) બસ લાવવાનો
ખંત કયારે આવશે?

[મુંબઇ રેડિયો–કાવ્ય ગોષ્ઠિ]

## પલાશ-ફૂલ

પલતું પલાશ-ફૂલ;
એના રૂડા રંગને કેસર મન મારું મશગૂલ !
—પલતું૰

ભાવિની નહીં ભાળ કે નહીં
અતીતની કોઈ છાંય;
કાળનો કાળો ભમરો ભમી
આજના ગીતો ગાય.
અહીંની ભૂમિ મન મારાને લાગતી રે ગોકુળ !
—પલતું૰

તરસ નહીં, પ્રાણ આ માણે
તૃપ્તિ કેરા ઘૂંટ;
ગોકળા મને મ્હાલતાં મળે
એજ મારે લખલૂંટ.
અધળાનું છે મૂલ મારે મન : હેમ હોયે કે ધૂળ !
—પલતું૰

[યાત્રિક-'૫૭]

# ફેમસ સીને લેબો

અને

# સ્ટુડિયોઝ લી.નાં સંચાલકો

ગુજરાતી સાહિત્ય જગતના
કવિઓ અને એમની
કલમથી સર્જાતી એક
કવિતાઓની હરહંમેશ
પ્રગતિ ઇચ્છે છે

*

ફેમસ સાને લેબોરેટરીઝ એન્ડ
સ્ટુડિયોઝ લી.
૨૦, હેઇન્સ રોડ
મુંબઇ-૧૮

આપણા પ્રદેશમાં સરસ્વતી પ્રગટીને રણની વેળુમાં લુપ્ત થાય છે, અથવા લુપ્તપ્રાય વહે છે આ ભૂમિના પૃષ્ઠ ઉપર સતત સારસ્વત પ્રવાહ વહાવનારા સાચા શારદાપૂજકોનો ઉદ્ભવ થાઓ.

— ઉમાશંકર જોશી

